શ્રી માહાભારતાંર્ગત

# મચ્છવેદ.

## (દ્રૌપદી સ્વયંવર)

વ્યાસ ત્રીકમલાલ ઇચ્છાશંકરનું બનાવેલું

રાગરાગણીથી ભરપુર

છપાવી પ્રસિદ્ધ કરનાર

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

ત્રણદરવાજા—અમદાવાદ



અમદાવાદ

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં

**"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ" માં**

**નથુભાઇ રતનચંદ મારફતીઆએ છાપ્યો.**

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

શ્રી ગણેશાય નમઃ

# મચ્છવેધ.

( દ્રૌપદી સ્વયંવર. )

## કડવું ૧ લુ રાગ ધનાશ્રી.

પ્રથમ પ્રેમ આણીને કહુછું સાંભળને રાજન, આજ્ઞા આપો આદ્ય શક્તી કરૂં સ્વયંવરનું વર્ણન. ૧ શંભુ સુતને વરણતું પ્રેમે પુજીને લાગુ પાય; ગર્વા ગ્રંથ રચવાની મારા મનમાં થઇ ઇચ્છાય. ૨ પાંચ પાંડવ કુન્તા સાથે આવ્યા દ્રોમ આશ્રમ; કાપડીના વેશે વશ્યા નથી ઓળખ્યાની ગમ. ૩ પર્ણકુટીકા પ્રેમે બાંધી વનમાં વનફળ ખાય; રૂષીની સેવા કરેછે ધર્મ ધોરીંધર રાય. ૪ એ કથા રહી એટલે તું સુણ જનમેજય રાય; પંચાળ દેશનો ધરૂપત રાજા તેનો કહું મહીમાય. ૫ પ્રભુએ તેને એક પુત્ર આપ્યો છે પ્રસન્ન થયો છે રાજાન, એક કન્યા ઇશ્વર આપે તો દેઉ કન્યાદાન. ૬ એમ જાણી ઉલટ આણી ધ્યાન હરીનાં ધરીયાં, કન્યાદાનનું ફળ લેવાને પુણ્યદાન બહુ કરીયાં.૭ બ્રહ્મા રે બેઠા વેદ ભણે છે, બ્રહ્મ સભાની માંહ; ઓચીંતા ત્યાં આવી પહોચ્યા પશુપતિ શંકર રાય. ૮ ચારે મુખે વેદ ભણતા સુણતાં થયું સુખ; ગર્ધવની પેઠે ભુંકેછે બ્રહ્માનુ પાંચમુ મુખ. ૯ દારૂણ દુઃખ ત્યાં થવારે માંડયું શંકરને તે દીશ; ત્રીશુળ લીધુ હાથમાં ને છેદી નાખ્યું શીશ. ૧૦ પાંચમુ મુસ્તક છેદી નાખ્યું ચીતમાં ચીંતા પેઠી, મહાદેવ મનમાં પસ્તાયા છે બ્રહ્મહત્યા મને બેઠી. ૧૧ હાથ જોડી કહેવા લાગ્યા શંકરને થયો સંતાપ; પાંચમુ મુસ્તક છેદી નાંખ્યું તેનું લાગ્યું પાપ. ૧૨ ઉપાય એનો શો કરવો, બ્રહ્મા કહે તત્પર થઇએ; વિવેક વિષ્ણુ બતાવશે માટે તેની પાસે જઇએ. ૧૩ વીઠલ બીરાજ્યા વૈકુંઠ વિષે આવ્યા બન્ને ત્યાંહ; શામતા દીઠી શંકરને ત્યારે બોલ્યા વૈકુંઠરાય. ૧૪ શંકર કહે મેં શીશ છેદયું બ્રહ્માનું મહારાજ, એ હત્યા હવે દુર કરોને રાખો મારી લાજ. ૧૫ હરી હાથ જોડીને કહેછે હત્યાને તેણીવાર; મહાદેવને તમે મુકી દ્યો એમ બોલ્યા મુખ ઉચ્ચાર.૧૬ હત્યા ત્યારે બોલી ઉઠી કષ્ટજ મારૂં કાપો; મને વેગળી કાઢવી હોય તો ભક્ષ ભારે આપો. ૧૭ વિષ્ણુ વીવેકે વાણી બોલ્યા વચન તારૂં થાપું; મહાદેવથી વેગળી ખસે તો અઢાર ક્ષોણી દળ આપું. ૧૮ પ્રસન્ન થઇને વચન લઇને પુરણ આણી પેર, શંકર બ્રહ્મા ઉઠી ચાલ્યા પોતપોતાને ઘેર.૧૯ કૃષ્ણાઅવતાર થયોરે

જ્યારે કરતા લીલાલેહેર.હત્યા પેલી અવતરી મેધાવી રૂષીને ઘેર. ૨૦ સુંદરીનું સ્વરૂપ સારૂં દ્વીજ કેરે ધામ; શાંન્તાને તે સાંપડી ગુણસુંદરી એનું નામ ૨૧ ઉછરીને મોટી થઇ છે નવ વરસની જ્યારે; માતા એની મરણ પામી તે ઠેકાણે ત્યારે. ૨૨ શોક સંતાપ કરવા લાગ્યા ઘણારે વીત્યા દન; પુત્રી મારી મોટી થઈ છે હવે તેનું કરવું લગ્ન.૨૩ એમ જાણી ઉલટ આણી જામાત્ર ખોળવા જાય; દેશ દેશમાં ફરી વળ્યાને વૃદ્ધ થઇ છે કાય. ૨૪ વનને વીષે થોડે દહાડે મેધાવી પામ્યા મર્ણ; પુત્રીને દારૂણ દુઃખ લાગ્યું હું રહી કોને શર્ણ.૨૫ અઘોર વનમાં રહી એકલી કરે ઘણું કલ્પાંત, દુર્વાસા દારૂણ દુખ દેખી પુત્રીને પમાડી શાન્ત. ૨૬ વાસણ વસ્ત્રને પાનાં પુસ્તક રૂષીઓને આપી દીધાં; વનમાં જઇને શાન્ત થઇને શંકરના તપ કીધાં. ૨૭ ઘણાક કષ્ટે શંકર મળીયા દીધુ છે દરશન; તપથી જાગી પાયે લાગી મન થયું પ્રસન્ન. ૨૮ માગ માગ માગેતે આપુ એમ બોલ્યા નિરધાર; માગુછું હું માગુછું હું માગુછું ભરથાર. ૨૯ ઉમાપતી પતી સ્વામી આપો ન આવે ઉની આંચ; હુંશ ધરીને હર બોલ્યા છે તને પતીરે મળશે પાંચ. ૩૦ ઓ મહારાજા એવુ શું બોલ્યા એવું તે કેમ થાય; પુરૂષને નારી ઘણી નારીથી બીજો નવ થાય.૩૧ પાંચવાર જો તેં માગ્યા તો પાંચ થશે તારે સ્વામી; આશીરવાદ હુંશેથી દઉછું, નથીરે તપમાં ખામી. ૩૨ હર ત્યાં અંતરધ્યાન થયાને કન્યા રહી ત્યાં વરી; કાષ્ટજ લાવી ચીતા ખડકી કન્યા બળી મરી.૩૩ બીજે અવતાર અવતરી એ ગુણસુંદરી થઇ ગાય; પાંચ વૃષભ પુંઠે પડયા છે કૈલાશ આગળ જાય. ૩૪ પાર્વતી પ્રેમેથી ઉઠયા, રૂઠયા પોતે મન; આતે શો અપરાધ એનો, તમે જુઓને પંચવદન. ૩૫ એક ધેનુને પાંચ વૃષભ શા, કરી મશ્કરી જ્યારે; ગાયને વાચા થઇને, શ્રાપ દીધો ત્યારે.૩૬ પાંચ પતી પણ તમને થાજો, એવો બોલ સાંભળીઓ; અંશ એનો ઉડી ગયો તે, પાર્વતીએ ગળીઓ. ૩૭ શંકરની પાસે આવીને, નયણે નીરખી નામી; ઓ મહારાજા હવે શું કરવું, પાંચ થયા મ્હારે સ્વામી. ૩૮ શીવ કહે સંતાપ ન કરશો, ધ્યાનજ મારૂં ધરજો; ધરૂપતને ઘેર વહી થાયછે, તમે અંશે ત્યાં અવતરજો. ૩૯ વીરપુરૂષ હું એક બનાવું, તે કરે ચતુરાઇથી ચેન; તમારા તેજની કરોરે કન્યા તે થાશે ભાઇ બ્હેન. ૪૦ હું પાંચ પુરૂષનો અવતાર થઇને ઉતારીશ ભુ ભાર; ધરૂપદને ઘેર છાયા રૂપે, ધરો ભાઇ બ્હેનનો અવતાર. ૪૧ કન્યા બનાવી પાર્વતીએ, શ્રાપનો રાખી ટેક; સત્ય શંકરે રાખવાને,વીરપુરૂષ બનાવ્યો એક.૪૨ અવતારનો તો અગ્ની કેરો, શીવે તેડયો જ્યારે; ધરૂપદને ત્યાં વહીમાં તું. અ-

વતરજે અત્યારે. ૪૩ પંચ વર્ષના બે બાળક ત્યાં, ચીંતામાં નવ પેઠાં; શંકરે ત્યાં રથ આપ્યો, તેમાં બંને બેઠાં. ૪૪ વહીની પુર્ણાહુતી વેળા, હોમે શ્રીફળ જ્યારે; પુત્ર પુત્રી રથમાં બેઠેલાં, પ્રગટ થયાંછે ત્યારે. ૪૫ દેવના દુંદભી ગડગડયા ને પુષ્પની વૃષ્ટી થાય; કન્યાનું સ્વરૂપ દેખીને આણંદ અંગ ન માય. ૪૬ ધ્રૃષ્ટદુમન નામ પુત્રનું ધર્યું દ્રુપતને ધામ; અલૌકીક કન્યા દેખીને, દ્રૌપતી ધરીયું નામ. ૪૭ બ્રાહ્મણ સર્વે વીદાય થયાને, પ્રસન્ન થયો રાજન; ઓછંગે બેસારી બેઉને, રાય બોલ્યા વચન. ૪૮ પુત્રને તો ઘેર રાખ્યો, કન્યા બાગની માંહ; હજાર દાશી શેવા અર્થે, સોંપી દીધી ત્યાંહ. ૪૯ ખાન પાન સારૂં આપે છે, પોતે ત્યાં રાજન; એવામાં નારદજી આવી, બોલ્યા મુખ વચન. ૫૦ તુજ ઘેર અંબા અવતરી, જે નીકળી જગન; તે તમે મુજને બતલાવો, કરવું છે દરશન. ૫૧ ॥ વળણ ॥ બ્રહ્મા પુત્ર દરશન કરવા, આવી મન ઇચ્છાય; વ્યાસ ત્રીકમ વાણી વદે, સુણજો સઉ શ્રોતાયરે.

## કડવુ ૨ જુ રાગ દોહરો.

વૈસંપાયે એણીપેરે બોલ્યા, શુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભાળાવું, મછવેધનો મહીમાય. ૧ નારદ આવા દ્રુપતને ઘેર, બોલ્યા મુખ વચન; તમારી પુત્રી પરમ પવીત્ર, તેના કરવા છે દરસંન. ૨ વચન સાભળી રાય બોલ્યો, એશી બોલ્યા વાણી; તમો સત્ય પુરૂશ પધારા, ઝાઝી ઉલટ જાણી. ૩ નારદ કહે એ જુગત અંબા, સતી સાધવી નાર; અવતાર ધારી તમ ઘેર પધારા, મેં જાણ્યા સમાચાર. ૪ તરત રાયે ત્યાં તેડાવી સતી સાધવી જ્યારે; નારદજી દરસંન કરીને, ઘેર ગયાછે ત્યારે. ૫ પછે થોડે દહાડે વેદમ વ્યાસજી, આવ્યા દ્રુપત ઘેર; વ્યાસ જાણી ઉલટ આણી, કરી આસનની પેર. ૬ આસન આપી પુજા કીધી, બોલ્યા મુખ વચન; કોહો વ્યાસજી કેમ પધારા, મને દીધુ આજ દરસન. ૭ વ્યાસ કહે જુગત અંબાના, દરસનનો મને લાવ. તે માટે હું અહી આવ્યો છું, ભલી રીતનો ભાવ. ૮ ઓ માહારાજા એ શું બોલ્યા, મમપુત્રી તેજ તમારી; વ્યાસ કહે તમે હવે ન કેહેશો, દો પુત્રી ભાવ વીસારી. ૯ કારણ રૂપ એ ખપર ભરવા, લીધો છે અવતાર; માટે હવે નવ બોલશો, તમ ખપર ભરે એ નાર. ૧૦ વળી કયાંય વીવા કર્યો છે એનો, કહો વાત સરવથી; દ્રુપત કેહે ઘણુ દેશ જોયા, પણ જામાત્ર જડતો નથી. ૧૧ રૂપછે ત્યાં ગુણ નહીને, નહી ગુણ ત્યાં રૂપ; કોઇક ઉંચો કુળવાન જોઉં છું, ભારે બળીયો ભુપ. ૧૨ પણ કોઇ મળતો નથી, તમે હરખ મનમાં લાવો; જુંગપતી

તમે જાણતા હોતો, કાંઇ ઉપાય બતલાવો ૧૩ વાણી સાંભળી વ્યાસ બોલ્યા, સાંભળને રાજન; સયંવર સારો રચાવો, કોઇ કરે મછવેધંન. ૧૪ તેની સાથે પરણાવો પુત્રી હેવી વાત કરી છે જ્યારે; વીસ કર્માને તેડાવી, શયંવર કરશો ત્યારે. ૧૫ સયંવરની રચના સારી,મંડપ મોટા કરાવો; માટે મારૂ કહ્યુ માનીને, વીશ કર્માને તેડાવો. ૧૬ તે સભા સારી આવી કરશે, જોવા જેવી જુક્તી; દેવ સરવે આવશે ગગને, જંન જોઇ પામે મુક્તી. ૧૭ ચોરાશીહજાર દેશના, મળશે રાણાં રાય; અઠાશીહજાર રૂશી, આવશે સભામાંય. ૧૮ જે રાજાને જેવો અધીકાર, તેનું તેવુ આશંન; મધ્યે ત્રણ જોજંનનો, સ્થંભ કરશે સ્થાપંન. ૧૯ નીચે જળની કુડી કરશે, મહી પાણી ભરશે સ્વછ; મધ્યગાળે બે ત્રાસ બાંધશે, ઉપર સવા મણનું મંછ. ૨૦ છપનકોટી જાદવ આવે, દેશ દેશના વેહેપારી; માલ અતીશે લાવસે, શોભા થાસે સારી. ૨૧ ચાર દીશાના ચાર દરવાજા, ફરતો કરશે કોટ; વીશ કર્માની વીદયા મોટી, નથી વાતની ખોટ. ૨૨ જળકુડીના ઉપર પાટીયું તે ઉપર જે કોઇ જાય; સ્થંભને જઈ બાથ ભીડાવે, પછે પાટીયું ખેંચાય. ૨૩ ધીમે ધીમે ઉપર ચડવું, જ્યાં બે બાંધ્યા ત્રાસ; તે બેમાં પગ સાથે મુકે, ત્યારે પોચે આશ. ૨૪ ધનુષ બાણ ખભે લીધેલા, તે લે પોતાને હાથ; પરચંચા ચડાવી જળ જુવે, પ્રતીબીબ શાક્ષાત. ૨૫ સવામણ સોવણનું મછજ, ઉપર ચકડી ફરશે; એક બાંણે નેત્ર વેધીને, તે જળ કુડીમાં પડશે. ૨૬ પછે હેઠો ધીમે ધીમે, સ્થંભ ઉપરથી ઉતરશે; તેને તમારી પુત્રી આ સતી, નીશ્ચે રાજા વરશે. ૨૭ વળી જે કોઈ ઉપર ચડશે, તે પડે ચંતામાં પેસે; તેને માટે કાસ્ટા આશંન રચે, તે ઉપર તે બેસે. ૨૮ માંન ભંગ રાજા તે થાશે, સૌ જોશે રહ્યા રાય; ગમે તેવો મોટા રાજા, પણ તેની આબરૂ જાય. ૨૯ આ રીતે તું કામ કરાવજો, હેવું કહી થયા વીદાય, વેદમ વ્યાસ અંતર્ધાન થયા,રાય ચતુરને થઇ ચંતાય. ૩૦ અરે ઇશ્વર હવે શુ કરવું, મુજ રાંકને હાથ રતંન; મુજ ગરીબને ઘેર આવશે, મોટા મોટા રાજંન. ૩૧ ધુષ્ઠધુમન શીખંડી તેડા, પ્રેમે બોલાવો પ્રધાન; પુત્રીને પરણાવવાની, સામગ્રી કરો રાજંન. ૩૨ દ્રોણી ગોર કહે દ્રુપતને, ચંતા ન કરશો રાય; પેહેલા વીશકર્માને બોલાવી, રચાવો સભાય. ૩૩ દ્રુપતરાયે ધ્યાન ધરૂ છે, વીસ્વ કરમાનું જ્યારે, મંત્ર આધીન દેવતા તે, આવી પોહોચ્યા ત્યારે. ૩૪ આસન આપી પુજા કીધી, તવ બોલ્યા મુખ વચન; શા કામે ને સેને અરથે, મને તેડાવ્યો રાજંન. ૩૫ દ્રુપત કહે મુજઘેર કન્યાછે, તેનું કરવુ છે લગંન; મછવેધનનો સ્યંવર રચવો તેડવા સર્વે રાજંન. ૩૬

અઠાસીહજાર રૂશીને, વળી છપંન જાદવ કોટી; વળી દેશ દેશના વેપારી માટે, સભા રચોને મોટી. ૩૭ કન્યાને બેસવા મેહેલ જુદો, તમે બનાવો માહારજ; તે માટે તમને તેડાવ્યા, કરો એટલુ કાજ. ૩૮ વાત સાંભળી વીસ્વ કર્માએ, થયા છે મંન પરસન; ભારે ભારે ભુપતી આવશે, ધ્રૂપત તણે ભોવંન. ૩૯ માટે જગીયા બતાવો મુજને, નગર બારણે જેહ; તે જગીયા મુજને દેખાડો, મેદાંન કરાવી તેહ. ૪૦ વાત સાંભળી વીસ્વકર્માની, અનુચરને તેડા જ્યારે; હુકમ માની રાયનોને, તે ગયો બારણે ત્યારે. ૪૧ ઝાઝા ઝાડ ઉખેડી નાંખ્યા, સાફ કરૂ મેદાન, સાંજે જઇને વીશષકર્માએ, ધર્યુ વિધાનું ધ્યાન. ૪૨ ॥ વળણ ॥ વિધ્યા કેરૂ ધ્યાન ધરીયું પોંહચે મનના કોડ; સભા રચે છે શોભતી ભાઇ જે જે શ્રી રણછોડ.

## કડવું ૩ જું રાગ ચોપાઈ.

બોલ્યા વૈશંપાયન વચન, સાંભળ જનમેજય રાજન; કહું કથા મચ્છા વેધન, જગ્યા આપી સોળ જોજન. ૧ પહેલી વિધા વિવેક લીધી, સ્ફટીકમણીની ભોમી કીધી; જેને નથી વિધાની ખોટ, પછે કરીયો કનકનો કોટ. ૨ કોટ કાંગરે હીરા ઝળકે, મણી મોતીની ઝુલો લળકે; ચાર દીશાના દરવાજા ચાર બબ્બે ઉભા છે છડીદાર. ૩ હાથે આપી ઉઘાડી તરવાર, જેની શોભા તણો નહી પાર; લાલ લીલાને પીળા રંગ, તેની શોભા બની છે અનંગ. ૪ દરવાજે કરીરે કમાન, જોતાં જાય શુદ્ધને સાન; અકેક દરવાજે ઘડીઆળ ચાર, જોડે પુતળીઓની હાર. ૫ હાથ રત્ન દીવડા શોભે, મોટા રાજાના મન લોભે; હીરા રત્ન ઝાઝાં જડીયાં, લીલા પીળા કાચ મહી મઢીઆ. ૬ કારીગરીનાં કમાડ છાજે, ઉપર નોબત ડંકા ગાજે; પુર્વદીશાનો દરવાજો જેહ, રાજસભાનો મારગ તેહ. ૭ ઉપર હીંડીને જાય રાજન, આવે રાજસભાના આસન. ૮ ઝાઝી જુક્તી જોઇ ચંતમાં પેસે, નામ વાંચીને આસન બેસે; જ્યાં જેવો જોઇએ રાજન, ત્યાં તેવું તેને આસન. ૯ કર્યાં સો ત્રણનાં આસન, મહીં જડયા હીરાને રતન; એક એકથી શોભા અપાર, સીંહાસન હારોહાર. ૧૦ સભા મધ્યે મોટું આસન, ત્યાં બેસશે દુર્યોધન; સિંહાસનપર પુતળી ચાર, તેનાં પગથીઆં અગીઆર. ૧૧ રચી રાજસભા એવી જ્યારે, એક મહેલ કર્યો જોડે ત્યારે; ગોખ બારી અને અટારી, જેની શોભા કહીયે ભારી. ૧૨ મોટા મોતીનાં તોરણ લળકે, હીરા માણેક ઝાઝા ઝળકે; ત્રણ માળનો મહેલ અગાસી, જેની શોભા કરી છે ખાસી. ૧૩ ઉપર સોનાનું સીંહાસન, મહી ઝાઝાં જડયાં છે રતન; કારીગરીનું કામ ત્યાં

કીધું, સોનાછત્ર ઉપર મુકી દીધું. ૧૪ આવી બેસશે જગદંબાય, જેની જુક્તી ઝાઝી દેખાય; જોડે જાદવનીરે સભાય, ત્યાં આવશે રણછોડરાય. ૧૫ જે ધારણુ રાખે ધીર, જોડે બેસશે હળધર વીર; જાદવ આવશે છપ્પનક્રોડ, વચ્ચે બેસશે શ્રી રણછોડ. ૧૬ પગથીયાં નવનું સીંહાસન, ત્યાં બેસે જુગજીવન; એવી જાદવની સભા કીધી, સામી રૂપીની સભા લીધી. ૧૭ જેને જેવું તપનું આધન, તેને તેવું છે આસન; ઝાઝી જુક્તીઓને તે ઠામ, વાઘ ચર્મ મુકી લખ્યાં નામ. ૧૮ વળી દર્ભ તણાં આસન, રૂપી બેસે થઇ પ્રસન્ન; પંચ પાત્રને આચમની આણું, જોડે ત્રાંબાનું તરભાણું. ૧૯ વિભુતીને માળા મુકી, ગૌમુખી ના ગયા ચુકી; કર્યો કુંડ અગ્નીના ત્યાંય, બેઠા જવતલ ત્યાં હોમાય. ૨૦ મધ્યે સ્થંભ રોપ્યો નીરમળ, ફરતું ભરીયું અખંડીત જળ; જુએ સભામાં બેઠેલા જન, સ્થંભ ઉંચો ત્રણ જોજન. ૨૧ સકળ સભા થાય ઉલ્લાસ, મધ્યે બાંધી દીધા બે ત્રાસ; ટોચે સવામણનું મચ્છ, ફરે ફેર ફુંદડી સ્વચ્છ. ૨૨ શોભા અલૌકીક બનાવી. રાજા દ્રુપતનીજ તેડાવી; જોઇ સ્વયંવરનું ધામ; કર્યું વિશ્વકર્માએ કામ. ૨૩ વીશ્વકર્મા થયા અંતરધાન, પછી ઘેર ગયો રાજાન; પછે હરખ મનમાં લાવ્યા, પોતાના પુત્ર બોલાવ્યા. ૨૪ કંકાવટીમાં કંકુ ભરીયું, કંકોતરી લખવા મન કરીયું; લખો દેશ દેશના રાય, સઉ તેડાવો સભા માંહ. ૨૫ અનુચરને આજ્ઞા દીધી, ત્રણ જળની પેરણા કીધી. બેઠા લખવાને કંકોતરી, સઉ રાયના ધાન ધરી. ૨૬ ॥ વળણ ॥ કંકોતરી લખવાને બેઠા, કહીએ ત્રપતરાય. ૨૭ પ્રથમ પહેલી લખો લાખેણી, જે દુરીયોધન રાયરે; શ્રાતા વક્તા સમજતા, કહે કવીતા કરજોડરે; એક વાર સઉ બોલજો ભાઇ, જય જય શ્રી રણછોડરે.

## કડવુ ૪ થુ. રાગ ધોળની દેશી

વૈશંપાયે રૂપી એમ બોલીયા, સાંભળ જનમેજે રાજન, શોભા સ્યંવરતણી. લખવા માંડી લાખેણી કંકોતરી બે પુત્રને જોડે રાજન. શોભા. ૧ કુંકુ છાંટી કંકોતરી મોકલે, દલથી લખે છે ધ્રુષ્ટધુમન. શોભા. સઘળી પ્રથ્વીમાં મોટા રાયજી, દુરયોધન દુ:શાસન. શોભા. ૨ હુંશ ધરી હસ્તીના પુરમાં, ગુણશાળી ગંગાજીના તન. શોભા. કંન્યા પ્રગટીરે મુજ ઘેર કોડથી, મેં માંડયો છે મચ્છવેધન શોભા. ૩ સકળ સૈન્ય સાથે સઉ આવજો, તમે કહાવો મોટા મહારાજ. શોભા. તમ પ્રતાપે કામ આરંભીયું, તમ આવે રહેશે મારી લાજ. શોભા. ૪ પ્રેમે પત્ર લખી એમ પાઠવ્યો, આપ્યો અનુચર કેરે હાથ. શોભા. સારા શુકન જોઇને સંચર્યો, જ્યાં છે હસ્તીનાપુરનો નાથ. શોભા. ૫ પછે પ્રેમે લખે પરીક્ષંતને, દ્ર-

રકામાં શ્રી જદુરાય. શોભા. તમ પ્રતાપે કામ આરંભીયું, શામળીયા થાજો સાહાય. શોભા. ૬ સાથે છપન કોટી યાદવ લાવજો, સુરસેનને પ્રદુમન. શોભા. બાહુબળીયા બલીભદ્ર તેડીને, સઉ સાથે તમારા તન. શોભા. ૭ મંડપ મછવેધન મોટા માંડીયા, ભલા ભરાશે મોટા ભુપ. શોભા. વીઠલ વીશ્વપતી વેહેલા આવજો, તમ દરશને થઉ તદરૂપ. શોભા. ૮ કંકુ છાંટી કશ્નજીને મોકલી, અનુચરને કર્યો છે વીદાય. શોભા. રાજી થઇને લખે બીજા રાયને, દંતવક્ર શીશુપાળ રાય. શોભા. ૯ જોર ઝાઝુ તમારૂ જાણીને, બે બાહાદુર બળીયા હોય. શોભા. સુરપુર નુર સઉ આણીને, તમને જીતી શકે નહી કોય. શોભા. ૧૦ પુરણ પ્રીતે પેહેલા પધારજો, જીતી જસ લો જગની માંહ. શોભા. તમે દમઘોષરાયના દીકરા, ઝાઝુ ઓળખે જાદવરાય. શોભા. ૧૧ લખી અનુચર આપીને મોકલ્યો, લઇ તર્ત થયો છે વિદાય. શોભા. પછે લખે લાખેણી કંકોતરી, જે છે માધવદેશનો રાય. શોભા. ૧૨ જબરા જોદ્ધા જોરાવર જાણીયા, જુવે જગ્તમાં જરાસન. શોભા. ત્રણ વખત ત્રીભોવન ત્રાસીયા, તમને નવ જીતે જુગજીવન. શોભા. ૧૩ સાઠ હજાર દેશના રાયને, નાખ્યા બંધીખાના માંહ. શોભા. દારૂણ દુખ દે દયણાં દળાવીને, તમને જાણે છે જગમાંહ. શોભા. ૧૪ મુજ ઘેર સ્વયંવર માંડીયો, તે આવજો કરવા કાજ. શોભા. પત્ર વાંચીને તત્ર આવીને, તમે રાખજો મારી લાજ. શોભા. ૧૫ સમાચાર લેઇ સેવક સંચર્યો, પછે લખે છે મારવાડ માંહ. શોભા. મોટા મહીપતી માલવા દેશના, શુરા પુરા છો સલ્યરાય. શોભા. ૧૬ માથે બાર તે મણની પાઘડી, હાથે બોતેર મણનુ માદળીયુ. શોભા. તમે પધારજો પુરણ પ્રેમથી, જેથી ભાગ્ય મારૂ ભળીયું. શોભા. ૧૭ અંક બંક કલંક ને કાશીમાં, લખવા માંડયા લાખીણા દેશ. શોભા. રાજી થઇને રાજા સઉ ઉઠીયા, જાય સેન્યા લેઇ વીદેશ. શોભા. ૧૮ દેશ દેશના વેહેપારી આવીયા, માલ લાવીયા જુજવી જાત. શોભા. ભીડ ભરાઇ ભારે ભાગોળથી, રસ્તે વાગે લોકની લાત. શોભા. ૧૯ રાય રાજી થઇ લખે રૂશી માત્રને, તેડાવવા પોતાને ઘેર. શોભા. સઉને ઉતરવાની સોઇ કરી, ભલે ભાવથી આણંદભેર. શોભા. ૨૦ અત્રી ગોત્રી વશીષ્ટ ભાર દ્વાજને, ચવંન જમદગની મુની જન. શોભા. ગૌતમ ગારગી વીશ્વામીત્રને, રાજી થઇને લખે છે રાજન. શોભા. ૨૧ ભાવથકી લખે છે ભુપતી, તમે આવજો અહીં માહારાજ. શોભા. તમ આવે સ્વયંવર શોભશે, રેહેશે લાખેણી મુજ લાજ. શોભા. ૨૨ મેહેર ધરી લખી મારકંડને, આવી કરજો મને પાવન. શોભા. દ્રોમરૂશીને ધીરજથી મોકલી, અહીં આરંભો મછવેધન. શોભા. ૨૩ સાથે વીધારથી સઉ લાવજો, તમો આવજો આ

શ્રી મેહેર. શોભા. આવે આબરૂ ઇજત વાધશે, માટે પધારો મુજ ઘેર. શોભા. ૨૪ એમ પત્ર લખી સઉને મોકલ્યા, સઉ આવે રૂષીને રાજન. શોભા. આપે ઉતારા સરવેને હેતથી, જ્યાં ભરાયા ઝાઝા જન. શોભા. ૨૫ વીધ વીધના વેહેપારી માલ લાવીયા, ઉતરે ઉતારા જ્યાં છે અપાર. શોભા. શહેર સાહુકારથી સઉ ભરાઇ ગયું, બાહાર મોટો માંડો બજાર. શોભા. ૨૬ સેલા પાઘડી શાલો સોહામણી, સઉ રાયને ઉતારે જાય. શોભા. દેશ દેશના રાજાજી આવીઆ, તેના માલ ખપે તે ત્યાંય. શોભા. ૨૭ પંચાળ દેશમાં આણંદ વાધીઓ, તરીયા તોરણ ત્યાં બંધાય. શોભા. જન જાણે વીવા ઘેર આવીયો, ત્યાંતો મોતીએ ચોક પુરાય. શોભા. ૨૮ રાય રાજી થઇને આવીઆ, સાથે સેન્ય લાવ્યા અપાર; શોભા. અનુચરે આવી ઉતારા આપીયા, જેને જેવો હોય અધીકાર. શોભા. ૨૯ નગ્ર બારણે તંબુ ઠોકાવીયા, તોય ભીડ ભરાઇ ત્યાહ. શોભા. અંનજળ ત્યાં કાંટે તોલાય છે, દાસ ફરી ફરી આપવા જાય. શોભા. ૩૦ ચારે પાસે ફરે શેવક રાયના, સૌની તજવીજ ત્યાં સચવાય. શોભા. રૂષી માટે મઢ ત્યાં બાંધીયા, તેને ઉતારે તેની પાસ. શોભા. દલથી દીવસ પાસે આવીઓ, સુદ પચંમી વૈશાખ માસ. શોભા. ૩૧ દ્રોમ રૂશીને પોહોચી કંકોતરી, વાંચી મંન થયા પરસન. શોભા. પાંચે પાંડવે વાત ત્યાં સાંભળી, દલ દાઝુ પોતાનું અથાગ; શોભા. માંડી આવી કહી વાત માતને, જઇ કેમ લેવાસે ત્યાં ભાગ. શોભા. ૩૨ પંચાલ દેશે સ્વયંવર માંડીયો, આખી પૃથ્વીના ભરાસે રાય. શોભા. રૂષી અઠાસી હજાર આવશે, વળી આવશે જાદવરાય. શોભા. ૩૩ પાંચ પુત્ર કુંતાએ વીચારીયુ, હવે શો કરવો ઉપાય. શોભા. મને મોટી ફકર છે ભીમની, ડાહયો થાય તો નકી જવાય. શોભા. ૩૪ ત્યાં તો કૌરવ સઘળા આવશે, દેખી ચાર થશે એના ચક્ષ. શોભા. હું તો ડાહયો થયો તારો દીકરો, નહી રાખુ એ વાતે લક્ષ. શોભા. ૩૫ તમે નીરાંત રાખજો માહરી, કરશું ભગવાનનું ત્યાં ભજન; શોભા. એમ કહીને સરવે સુઇ રહ્યા, થયો પ્રાતુસ કાળનો દન. શોભા૦ ૩૬ દ્રોમ રૂશી વિચારથી ઉઠીયા, નાહી ધોઇ થયા તૈયાર; શોભા૦ પંચાળ દેસ જવા સઉ નીકળ્યા, પેલા કાપડી નીકળ્યા બહાર. શોભા૦ ૩૭ રૂશી રાજી થઇને બોલીયા, કેમ કાપડી આવોછો સાથ; શોભા૦ ડાહયા થઇને ડોશી ત્યાં બોલીયા, અમે અહી રહ્યા તમારે હાથ; શોભા૦ ૩૮ ત્યારે દ્રોમ રૂશી વાણી બોલીયા, નહી રાખીએ ઉતારા માંહ; શોભા૦ તમે ફકર ન કરશો એ વાતની, ઉતરશું જગીયા જડે જાંય. શોભા૦ ૩૯ એમ કહીને પુઠે પરવરા, મનમાં આણી માહારાજે મેહેર; શોભા૦ સામા

માણુસ રાયના આવીઆ, આપો ઉતારો આણંદ ભેર; શોભા૦૪૦ પાંચ પુત્રને ડોશી જુદા, ભીડ ભારે દેખી ગભરાય; શોભા૦ ત્યારે ભીમ ભારેખમ બોલીયો, મને આગળ દોચાલવાય; શોભા૦ ૪૧ કઇને કુણીઓ કારમી મારતો, સામાં આવે માણુસનાં ટોળાં; શોભા૦ તોયે ધક્કા મુષ્ટી એ મારતો, ઘણા જનને દેખાડે ટોળાં ૪૨ માતા ઠપકો દેછે ઓ દીકરા, હાવું નવ કરશો તોફાન; શોભા૦ ડાહયો થયો હતો તે ગાંડો થયો, પાછો ભુલી ગયો તારૂં ભાન; શોભા૦ ૪૩ ઓ મા એમ હવે હું નહી કરૂ, એમ કહીને અગાડી જાય; શોભા૦ એમ કરતાં પ્રજાપત ઘર આવ્યું, મોટી જગ્યા જોઇ ઉતારયાં માંહ; શોભા૦ ૪૪ કુંતા કુભારણ ડોશી પાસે ગયા, અમો આવ્યા અહીં જોવાય; શોભા૦ આ પાંચ તમારા મા દીકરા, ત્યારે આવી ડોશીને દયાય. શોભા૦ ૪૫ ઓરડીમાં ઉતારો આપીયો, રહ્યા પાંડવ પુરણ પેર. શોભા૦ ભીમે કુંતાને કેહેવા માંડીયું, કન્યા લેઇ આવું આપણે ઘેર; શોભા૦ ૪૬ કહે કુંતા એવું નવ બોલીયે, દીકરા ઓછું તમારૂં ભાગ્ય; શોભા૦ભીમ કહે મા ભુખે મરી ગયા,કહે કુંતાં વખત જોઇ માગ્યા; શોભા૦ ૪૭ આવ્યા આંસુ ભીમની આંખમાં, પુજાકાકાને આવી દયાય; શોભા૦ કેમ રોવરાવોછો એને તમે, આવ્ય હું આપું ખાવા ચણાય; શોભા૦ ૪૮ લે આ કુંચીને કોઠારમાં જજે, મહીથી લાવજે મુઠી એક; શોભા૦ હુંશે કોઠાર એને ઉઘાડીયો, ભરી ભાવે રાખી મુઠી ટેક. શોભા૦ ૪૯ નાખ્યું વાસીદુ એને કોઠારમાં, મહી મણ ભરય હજાર; શોભા૦ ખાવા ગધેવને ભરી રાખીયા, કર્યા પુરા પાંડુ કુમાર. શોભા૦ ૫૦ આવી મુઠી દેખાડી માતને, બેઠો બેઠો ચાવે છે એહ; શોભા૦ પુંજા કાકાને દેખાડી પ્રેમથી, કોઇને રાખ્યો નહી સંદેહ. ૫૧ ॥ વળણ ॥ સંદેહ ના રાખ્યો મન વિષે, હઇડામાં હરખાય; પાંચ પેલા ભુખ્યા રહયા, તેની થઇ ચિંતાયરે.

## કડવું ૫ મું અહોરાયજી સુણીએ એ રાગ

વૈશમપાયે રૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું. હવે ત્યાર પુંઠે શું થાય. અહો૦ ૧ ભીમ ભરીને બેઠો પટારો, પેલાં પાંચને ચીંતા થાય; કુંન્તા કેછે કુંવર માહરા, કરો ખાવાના ઉપાય. અહો૦ ૨ ધર્મ ધોરીધર બોલી ઉઠયા, બે બાંધવ જોડે લીધા, વધેલું કાપડ રહ્યું તું તેના વેચવાના વિચાર કીધા.અહો૦૩ગયા ગામમાં ત્રણે ભાઇઓ,જ્યાં કાપડનીદુકાન, વેપારીએ કોઇએ માલ ન લીધો, ત્યારે શેનું લાવે ધાન. અહો૦ ૪ અન્ન જળ

ત્યાં કોટે તોળાય છે,કહીએ મોઘુ ડાટ; સોંઘે ભાવે સઘળુ આપ્યું, મનમાં થયો ઉચાટ. અહો૦ ૫ અન્ન થોડું તેનું લેઇને આવ્યા, કુંતાએ રસોઇ રાંધી; સુત સાંભળો ઉઠો જમવા, ભીમે વાત સાંભળી બાધી. અહો૦ ૬ નથીરે ખાવું માતા માહરે, સાંભળજો સરવથી; ચણા ફાકીને પાણી પીધું, ભીમ કહે છે ભુખ મને નથી. અહો૦ ૭ ભગતડાં ભાઇ ખાઇ લ્યોને; પછે સરવે કરયું ભોજન; એક એકને વાતો કરે,કેમ કરશું કાલનો દન. અહો૦ ૮ સહદેવ કહે છે સતીરે માતા, અમે વાત પહેલી કહીએ; વેહેલા અમને ઉઠાડશો તો, અમે નદીએ નાહવા જઇએ. અહો૦ ૯ ભીમ ભાઈ તમે સાથે આવજો, ત્યાં પડશે તરૂં કામ; એવું કહીને સઘળા સુતા, રાખી હૈડે હામ. અહો૦ ૧૦ વહેલા ઉઠીને પાંચે જણા, ત્યાં જઈ ગંગામાં નહાયા; ઘણા લોક નહાવા આવ્યા છે, જોડે જાદવ રાય. અહો૦ ૧૧ પાંડવે ત્યાં પ્રભુને દીઠા, ભજનની વાણી છુટે; ભીમ એકલો સામે રહને, પેટ પોતાનું કુટે.. અહો૦ ૧૨ ભગતને દેખી ભગવાન સમજ્યા,સહેદેવને કરી સાન;સહેદેવ કહે હવે પેટ ના કુટશો,આજ મોકલશે રાજન અહો૦૧૩કોણે કહ્યુને કોણ મોકલશે,પુછી ભીમે પેર;શેહેદેવકહે સઉ સારૂ થાશે, ચાલો આપણે ઘેર.અહો૦૧૪પાંચે ભાઇઓ ગયા ગામમાં,પ્રજાપતીને ત્યાંહ;ભીમ ભાઇ બારણે બેઠા, માંડી વાટ જોવાય. અહો૦ ૧૫ જે કોઇ રસ્તે જન જાય છે, તેને ઉભા રાખે ભેમ; પ્રેમ આણી પુછે સીધાંનુ, ભાઇ કોઇ નવ આવ્યું કેમ. અહો૦ ૧૫ પ્રભુ જાદવ નાહી ઘેર ગયા છે,હરખ અતીશે લાવ્યા; મનમાં મોહન કરી મનસુબો, દ્રુપદ પાશે આવ્યા. અહો૦ ૧૬ રાજા જોઇ રાજી થયા છે, આપ્યું છે આસન; કૃપા કરી કૃશ્ન કેમ આવ્યા, ત્યારે બોલ્યા જુગજીવન. અહો૦ ૧૭ ભગવાન બોલ્યા ભાવ ધરીને, રાય નથી ભાગ્યની નુન્ય; સ્વયંવર સારો તુજ શોભે, પણ કરો પરમારથ પુન્ય. અહો૦ ૧૮ પરદેશી કોઇ હોય અજાણ્યા, મોડે નવ મંગાય; તેવાને તમો અપાવો સીધાં,એવી કરો આગનાય. અહો૦૧૯ અનુચરને આપી આગના, મોકલ્યો મોહન સાથ; ત્રીભોવન તેડીને આવ્યા,ઝાલ્યો જુગજીવનનો હાથ. અહો૦ ૨૦ પાસે રહીને પ્રભુએ બતાવ્યો, પ્રજાપતીનો ઠામ; અનુચર એ ઘરમાં જઇ પુછો, કોઇએ કર્યો છે મુકામ. અહો૦ ૨૧ સાદ પાડયા શેવકે ત્યાં, કહે પ્રજાપત ભાઇ કેમ; કર્યો ઉતારો અહીઆં કોઇએ,ત્યારે ભડાક બોલ્યો ભેમ. અહો૦ ૨૨ અહી ઉતારો અમે કર્યો છે,એવુ કહ્યુછે જ્યારે; ચાલો સીધુ અપાવુ તમને, હુકમ છે અત્યારે. અહો૦ ૨૩ ભીમ કહે ભાઇ તમેરે બેસો, હું તો તતબર થાઉં; રાજાના સેવકની સાથે, મોદીને ઘેર

જાઉં. અહો૦ ૨૪ કુંતા કહે છે કુંવર મારા, હુંશ હઇઆમાં લાવો; જોડે જઇ જુક્તીથી લેજો, ડાહ્યા થઇ અહીં આવો. અહો૦ ૨૫ બેજણ મોદીને ઘેર આવ્યા, વચન થીર કરી થાપો; રાયે રાજી થઇને કહાવ્યું, સીધાં પાકાં ભીમ કહે ભાઇ સાચું કહીએ, સોણણનો જોઇએ લાડું. અહો૦ ૨૭ એમને આપો. અહો૦ ૨૬ કહો કેટલું આપુ તમને, કાંઇ નવ બોલશો આડુ; તે પ્રમાણે સઉ સામગ્રી, સાંભળી થયો સંતાપ; અનુચરને કહે કયાંથી લાવ્યા, ઓરે મારા બાપ. અહો૦ ૨૮ ભીમભાઇ ત્યાં બોલી ઉઠયા, મન સંગાથે માહાલો; એમાં છાંડયું છોડયુ રેહેવા દેઉતો, તમો મારી સાથે ચાલો. અહો૦ ૨૯ સીધુ અનુચરે અપાવ્યું, જોડે લેઇ એ જાય; રસોઇ રાંધવા માંડી ત્યાં, ખોદે ચારી ને ચુલાય. અહો. ૩૦ માંહી જુવે તો કાંઇ રહ્યુ નહી, સઉ થયા પરસન; સાંજ પડીને સઘળા સાથે, સેજમાં કરયુ છે શયન.અહો૦ ૩૧ એ પ્રમાણે રોજ ચાલે, રાજી મનમાં થાય; કુંવર કહેછે કુંતા માને, કહોતો લેઈ આવું કન્યાય. અહો૦ ૩૨ અરે દીકરા એ શું બોલ્યો, એવું તે કેમ થાય; જો રાજા કોઇ જાણશે તો, આબરૂ ઇજત જાય. અહો૦ ૩૩ વાસણ કુસણ ભેગા કીધા, કર્યા દાળ ભાતને શાક; લાડુ લાખેણો કર્યો ભીમે, ઘણોજ લાગ્યો થાક. અહો. ૩૧ જમવા બેઠા માત ભ્રાત ત્યાં, થોડો વધ્યો મોદીક; સઘળી રસોઇ સપાટે ખાધી, ભીમે કરયું છે ઠીકાઠીક. અહો૦ ૩૨ અનુચર કહે આ કેમ વધીયું, બોલ ભીમજ સાંખે; એક હાથે દસવીસ લાડુ, ભીમ મોંમાં સાથે નાંખે. અહો૦ ૩૩ હાથ મોડું ધોઇને ઉઠયો, અનુચરને કહે હર્ખ લાવ્યો; શ્રધા સાચી હોય તમારી તો, હજુ પચ્ચીસ મણ લાવ્યો. અહો૦૩૪ શેવકે ત્યાં શ્રધા મુકી,બોલ્યો મુકી હામ; રોજ રાજા ખવરાવે તો, વેચે ઘરને ગામ. અહો૦ ૩૫ કહે અનુચર બાહાદુર બળીયા, તમે તતબર થાજો; નીત્ય મોદીખાનેથી લાવી,ખુશીથી ખુબ ખાજો. અહો૦ ૩૬ રાજી થઇ રાજા પાસે આવ્યો, બોલ્યો મુખ વચન; કાલે ચતુરથી થઇ પણ, નથી આવ્યો દુરજોધન. અહો૦ ૩૭ હવે શો ઉપાય કરવો આપણે, વધા વીવેકથી રાય; સારા ચાર રાજા બોલાવ્યા, તેડાવો જાદવરાય. અહો૦ ૪૦ જરાસંધને શલ્ય આવ્યા, દંતવક્રને શીશુપાળ; આસન આપી બેસારયા છે, ત્યાં આવ્યા ગોપાળ. અહો૦ ૪૧ કહો મહારાજા હવે કેમ કરવું, લીધુ મહુરત કાલનો દન; સાથે સઉને લખી કંકોતરી, નથી આવ્યા દુરયોધન. અહો૦ ૪૨ કહે ક્રશ્ન તમે ફકર ન કરશો, એનો અવળો ચાલ; ગરજ હશે તો આવશે વહેલો, કાલે પ્રાતુસકાળ. અહો૦ ૪૩ એને માટે કોણ ખોટી થાશે, મુખ બોલ્યા

વચન; શુભ મહુરત તમે કાલે સાધજો, કહે છે જુગજીવન. અહો૦ ૪૩ દ્રુપત રાજા બોલી ઉઠયો, મુજને ઠપકો દેશે; કદાપી જો કાલે આવે તો, મારૂં રાજ છીનાવી લેશે. અહો૦ ૪૫ સઉ રાજા કહે સાચું કહોછો, એ હંકારી છે રાય; મારમારી થાય કદાપી, ત્યારે શો કરવો ઉપાય. અહો૦ ૪૬ ક્રશ્ન કહે તમો ફકર ન કરશો, શું રાજા એ મોટા; અમારે મને એ તરણા તોલે, આશ ઘણા શું ખોટા. અહો૦ ૪૭ બોલ્ય તારા મનની ઇચ્છા, કહે ક્રશ્ન વચન; કન્યા કોને પરણાવવી છે, ત્યારે બોલ્યો છે રાજન. અહો૦ ૪૮ ધીરજ રાખી દ્રુપત બોલ્યો, જે કરશે મછવેધન; મારે મન સીરોમણી છે, તેની સાથે કરૂં લગંન. અહો૦ ૪૯ આજ્ઞા આપો દ્રુપત રાજા, બીશો નહી લગાર; અમો સઘળા પક્ષ કરીશું, એના તે શા ભાર. અહો૦ ૫૦ તારી પક્ષમાં સઘળા રાજા, એ હંકારી ભુપાળ; રંગમાં ભંગ નથી થવાનો, હું આણું એનો કાળ. અહો૦ ૫૧ રાજા મન રાજી થયો છે, તેડયા શેવક ત્યાંહ; આજ્ઞા આપી હુંશ ધરીને, હુંડી લેઇને જાય. અહો૦ ૫૨ રાયના ઉતારા જ્યાં છે, વળી જાદવ છપન કોડ; બલી ભદ્ર છે બાહુ બલીયા, વળી જોડે શ્રી રણછોડ. અહો૦ ૫૩ તે સઘળાને આપી આજ્ઞા, ચીંતામાં નવ્ય પેસે; કહેજો કાલે આવે વેહેલા, પેહેલાં આસને બેસે. ૫૪ અઠાસી હજાર રૂશીને, આપો આજ્ઞા આજ; સ્વયંવરમાં વેહેલા કાલે, પધારજો માહારાજ. ૫૫ બાહાર ગામના લોકો સરવે, હરખ મનમાં લાવે; રૂશી મંડળની પછાડી, સઘળા જોવા આવે. અહો૦ ૫૬ એમ ચાર દીશામાં હુંડીવાળા, ફરી વળ્યા છે ત્યાંહ; હસ્તીનાપુરમાં શું નીપન્યું, હું તેનો કહુ મહીમાય. ૫૭ નવા નવા શણગાર કરાવે, મોઘા મોતી અમુલ્ય. હાથી ઘોડા શણગારવાને કરી જરીની જુલ. અહો. ૫૮ વીધ વીધના વસ્ત્રને વાંધા, પીલા લીલા લાલ; જરીના જાનમાં શીવડાવ્યા, સોનેરી સુરવાળ. અહો૦ ૫૯ હુશ હઇયામાં થઇ અતીશે, પુરણ પરણવાની પેર; દુરજોધન દાઝે બાળવાને, આવ્યો ભાનુમતીને ઘેર. ૬૦ સ્વામીની શોભા સારી દીઠી, આવ્યો હરખ અથોક; ભલે પધારયા પ્રેમી પ્યારા, બાહારઝાણે ઝાઝા લોક. અહો૦ ૬૧ બની ઠણીને બહાદુર આવ્યા આતે શું કહેવાય; તું ભુતડી સરખી ભામની, લાવું રૂપાળી કન્યાય. અહો૦ ૬૨ તું જાણે જે હેત કરી આવ્યા, પણ આવ્યો તારો કાળ; એક બે દનમાં પરણી લાવી, તને કરૂં શોકયનું સાલ. અહો૦ ૬૩ રીસ લાવી દયા ન આવી, કર તારૂં મોં કાળુ; આજથી અમ ઘેર ન આવશો, તારો છેડો વાળુ. અહો. ૬૪ ધણીએ ધણીઆણીને ધબોઇ, પછીરે તારી વાત; ઘેર પરણી ધરૂણી લાવી-

ને, તુજને મારૂં લાત. અહો.૬૫ અબળાનો નીસાસો લીધો, વનીતા વાળુ વેર, જાઓ ત્યાંના ત્યાં રહેજો, કાગળ આવજો ઘેર. અહો० ૬૬ એમ સાંભળી તેતો આવ્યો, જ્યાં વડીયો પાપડ થાય; ગાંધારી માતાને મામી, ગીત મધુરાં ગાય. અહો. ૬૭ એમ લગ્ન આદરી બેઠા છે ત્યાં, સેન્યા તતબર થાય; હવે પંચાલ દેશમાં શું થયું, તેની માંડી કહુ કથાય. અહો० ૬૯ ॥ વળણ ॥ દ્રુપદરાયનાં અનુચર ફરતાં, સઉ સાંભળે રાય; સયંવરમાં કાલે જાવું, માટે સઉને હરખ ન માય. ૬૯

## કડવું ૬ હું રાગ ચોપાઈ.

બોલ્યા વૈશપાયે વંચંન, સાંભળ પરીક્ષત કેરા તંન.ડુડી ફરી નગરની માંહ, સઉ સાંભલી વીસમે થાય. ૧ સઉએ તઇયારી કરવા ત્યાંય, હજામ બોલ્યા વ્યા ઘરની માંહ. જાણે ભાયેગ અમારા ભલીયા, કંઇ બેઠા દ્રુપાવે પલીયાં. ૨ ઘણા હોય સ્વભાવના ભોળાં,કંઇના ઉંડા ગયેલા ડોળા. કંઇયે કલપ કરા મુછપર, ઘરડાં બેઠા થવા નાના વર. ૩ ફુલેલ અતરને ધુપેલ, કંઇક શરીરે રગડાવે તેલ. કેશર કસ્તુરી ઉસ્નોદક, લાવે નાવા માટે ધરી તક. ૪ નાહી ધોઇ થાય તઇઆર, જોવા જોશી લાવે હુસીઆર. જુવોને મહારાજ જનમોતરી, દ્રુપતી પરણુશેખરી. ૫ તો તો વાણી તમારી થાપુ, જે જે માગો તે દક્ષણા આપુ, એમ આશીરવાદ લેવાય, જાણે પરણે મને એ કન્યાય. કંઇ દરપણ મુખ આગળ રાખે, સારા શોભીતા શણગાર જાંખે.૬ નવ શોભે તો નાંખે કાહાડી, કોઇની વાત ન સાંભળે આડી; વસ્ત્રને વીલોકે મુગટ, શોભે નહી તો કાડે ઝટ. ૭ વૃતી વરવાની ડાહ્યાં મળીયા, કંઇ બેઠા દ્રુપાવે પલીયાં; કરે કલપથી કાળા કેશ, ઘરડા બહુ બનીયા છે બેશ; જેના બેશી ગયા ગળસ્થળ, રાખે મુખમાં બબે ફોફળ. ૮ મુખે ચાવે પાનનાં બીડાં, ખોડ ખાપણે કાહાડે છીંડા; એમ રાત બધી રગડાઇ, પડે ઉજાગરે અથડાઇ. ૯ એમ કરતાં વાયુ વહાણું, જમવા બેઠા ભરીને ભાણું; જમે શુકનમાં કંસાર, જાણે પરણુશે દ્રુપતી નાર. ૧૦ પાન સોપારી બીડાં ચાવી, હુશે રથમાં ચડે છે આવી. સઉ શુકન જોઇ રથ હાંકે, નવ આવીએ પરણુ પાકે. ૧૧ આપે કંઇક દક્ષણા ત્યાંહ, આશીરવાદ લેઇ જાય; બ્રાહ્મણ બોલે મધુરી વાણી, તમને પરણુશે દ્રુપતી રાણી. ૧૨ એમ આશીરવાદ સૌ લેતા, દાન રાજી થઇ સૌ દેતા; આગળ ચાલે સઉ સેન્યાય, સઉના મનમાં હરખ ના માંહ. ૧૩ હાથી ઘોડાની ચાલે હાર, નવ આવે સેન્યાનો પાર; કંઇ રથે રથ આખડતા, કંઇ ઘોડા ઘોડામાં પડતા. ૧૫

થઇ રહ્યા છે થેઇથેઇકાર, સઉને હરખ હૈયામાં અપાર; ચાલે છડીદાર ચોપદાર, હાથી ઘોડાની ચાલે હાર. ૧૬ ઉડે અબીલને ગુલાલ, ચડી નીસરા ત્યાં તતકાળ; ઉપરાઉપરી ચાલે છે ધસી, કઇના મુગટ પડીયા ખશી. ૧૭ તે ફરી ફરીને પેહેરે, ચાલે ચતુરાઇ કરી ચેહેરે; ભીડ ભારે ભરાઇ ભાગોળ, આવે તાજાં ખાઇ તંબોળ. ૧૮ ઉડે રેણુ નભની માંહ, જેથી રેણુ છવાઓ છાંય; ત્યાં થઇ રહ્યા અંધકાર, આવે દરવાજે રાજકુમાર. ૧૯ વાણી થતા કરીને થાપે, નામ પુછી આગના આપે; પછે તે દરવાજામાં પેસે, નામ વાંચી આશનપર બેસે. ૨૦ જોઈ સભાની રચનાય, કોહોને હઇએ હરખ ના માય; હુંશ આવે છે આસન જોઇ, જોઈ સભા રહીછે મોહી. ૨૧ રસ્તો જોઇ મારગે પળે, કંઇના મુગટ માંથેથી ઢળે; નાંખે ખંખેરી મુકે શીશ, જણાવે સેવક ઉપર બહુ રીસ. ૨૨ માંહોમાંહી રથ અથડાય, ઘોડા ભડકે તમાસો થાય; હાથી કુદે તો વાળે ઘાણ, બહુ ભીડમાં થાય ઘુમરાણ. ૨૩ એમ ચાલે છે રાય સર્વ, ઉંચા કુળનો આણે ગર્વ; કોઇને જોબનનો ને ધન, એમ ગર્વ ધરેછે રાજન. ૨૪ ટંટો ફીસાદ કોઇ નવ કરે, સઉ આવી સ્વયંવરમાં ફરે, સઉ આવ્યા ક્ષત્રીના તન, નથી આવ્યો ધ્રૃતરાષ્ટનો તન. ૨૫ એ સીંહાસન મોટું ખાલી, રહ્યા રાજકુમાર સૌ ભાળી; જુવે એક એકના રૂપ, ભારેખમ થઇ બેઠા ભુપ. ૨૬ મને વરશે એ કન્યાય, એમ વાત વદે મીથ્યાય; હુંછું કુળવંતો રાય, મારૂ આદય ઘર કહેવાય. ૨૭ મારી પાસે ઝાઝુ વીત, માટે મને વરશે ખચીત; એમ મનમાં મનસુબા ધરે, મુખ દરપણમાં જોયા કરે. ૨૮ સઉને લાગ્યું સતીનું ધ્યાન, બેઠા ઘરડા થઇ જુવાન; પ્રભુ પધાર્યા છપનકોડ, જાદવ સાથે શ્રી રણછોડ. ૨૯ બાહુબળીયા બળદેવ વીર, જેને ધારણ રાખી ધીર; દામોદરનાં દરશન કરે, નાસ્તીકજન નીંદા ઓ ધરે. ૩૦ દક્ષીણ દીશામાં દેવ મોરાર, બેઠા આસને હારોહાર; આવ્યા અઠ્ઠાશી હજારરૂષી, જેને દેખી થયા સૌ ખુશી. ૩૧ પ્રેમે લાગ્યા ત્યાં સૌ પાય, ભલે પધાર્યા મુનીરાય; દુરવાશા દર્ભ આસન, બેઠા પ્રસન થઇને મન. ૩૨ સઉ આછમની પવાલાં ઝાલ્યાં, કંઠે રૂદ્રાક્ષની છે માળા; ભસ્મ ધરી લેલાટે ત્યાંહ, માળા ગઉમુખીની માંહ. ૩૩ પ્રેમે પાથરીયા મ્રગચર્મ, ધારી દ્વીજતણો એ ધર્મ; બેઠા સન્યાસી ઝાલી ડંડી, સભા સઘળી થઇ છે ઠંડી. ૩૪ સઉ પોતાને આસને ચડીયા, કંઇની પાસે તુંબડાં પડીયાં; સભા ભરાઇ ત્યાં ખરાખરી, રહી ધુન્ય વેદની મચી. ૩૫ એમ આવ્યા સરવે અથોક, પછે આવ્યા પુરના લોક; પાંચ પાંડવ થાય તઇયાર, આપો આગના બોલ્યા કુમાર. ત્યારે બોલ્યાં કુન્તા માત,

જાઓ જોવાને ચારે ભ્રાત; ભીમ બોલ્યો ભારે થઇ રાંક, માતા મારો શો છે વાંક. ૩૭ કુન્તા કહે તું સભામાં જો જાઇશ, દેખી દુર્યોધન ઝાલ્યો ન રહીશ; માટે નથી જવુ મારા બાળ, કહેછે કુન્તા તને આવે કાળ. ૩૮ ના મા એ શી બોલ્યા વાત, તમે નવ ધરશો ઉચાટ; મેં તો બોલ તમારો એ સાહો, ત્યાં બેશીશ થઇને ડાહયો. ૩૯ મને મોટી મોટા ભાઇની માઝા, જ્યાં ભરાશે ઝાઝા રાજા; માટે મોટાની રાખવી શ ર્મ, એવો ક્ષત્રી કેરો ધર્મ.૪૦ બોલ્યા ધર્મ ધોરીંધર ધીર, ડાહ્યા થજો માહરા વીર; તમે સાંભળો મારી માત, લઇશુ સાચવી ચારે ભ્રાત. ૪૧ આપી કુન્તાએ આગનાય, તમે જાઓ સભાની માહ; સૌ મુનીનાં કરજો દરશન, પુંઠે બેસજો મારા તન. ૪૨ વારૂ કહીને ચાલ્યા ભ્રાત, ભીમભાઇના ઝાલ્યા હાથ; રસ્તે ચાલે,મનમાં માહાલે,મારા શેવક બે કર ઝાલે. ૪૨ સાંભળ્યુ કુન્તાએ સરવથી, તું સખણો રહેવાનો નથી; અમે બોલતાં માતા ભુલ્યા, તમે તેમાં શું ફોગટ ફુલ્યા. ૪૩ એતો હસવાની મારી ટેવ, હું હવે છું ડાહયો દેવ; સારા શુકન લેઇને જાય, આવ્યા બ્રહ્મ સભાની માંહ. ૪૫ બ્રહ્મસભામાં પાંડવ પેઠા, ભીમ પુંઠે જઇને બેઠા; જોવા કાપડી રૂપે કુમાર,આવ્યા વીધારથી એ સાર. ૪૬ હું એ ગરીબને શું કરૂં, એમને જોઇને લાજી મરૂ; પુંઠે કરશે કાંઇ ચરીત્ર, સઉ જાણશે મારા મીત્ર. ૪૭ ઓછી આબરૂ માહરી થાય, ફજેતીની નહી મણાય; બોલ્યા વીધારથી તે ઠામ,તમે ઉધાડુ ન કરશો કામ.૪૮ તમ સાથે એને શું કામ, તમે ન કરો ઉધાડુ નામ. કોઇ જાણે ઝાઝી વાત, ત્યારે તેમાં થાય ઉતપાત. ૪૯ એમ વીદયારથીએ બોલ કહ્યા, પુઠેછો બેશી રહ્યા. નથી ધરતાં એ કાંઇ મોટ, નથી જગીયાની કાંઇ ખોટ. ૫૦ સઉથી સઘળુ બેઠે દેખાય, નથી આવ્યો છત્રપતી રાય. સેવક ઉભા જળ કુડાળે વીશ, કાષ્ટ આસંન કર્યા છે ત્રીશ. ૫૧ એમ ભરાયો સ્યંવર જ્યારે, દ્રૂપતરાજા ત્યાં આવ્યા ત્યારે. ૫૨ ઉભાજળ કુડાંળે ભુપ, દ્રેણીક ગોરનું તેવુ રૂપ. આપી ગોરે ત્યા આગનાય, સતી તેડાવો શભાની માંહ. ૫૩ કહ્યા સેવકે સમાચાર, દાસી સાથે કાહાવુ નીરધાર. સતી સાધવી થયા તઇઆર, જોડે દાસી છે એક હજાર. ૫૪ આગળ પાછળ વાગે વાજીંત્ર, બે દાસી સાથે મીત્ર. સભા મધે હોકારો હોય, સઉ નીરખી નજરે જોય. ૫૫ જોઇ ઝાંખા પડયા છે રાજંન, સઉના ઉંચા થયાછે મંન. ખરી વાતે પરણાવાના ખાંખાં, જુવતી જાણી પડયાછે ઝાખાં. ૫૬ જેની શોભા તણો નહી પાર, લજ્યા પામ્યા રાજકુમાર, હવે શો કરવો ઉપાય. આતો કામ કદી નહી થાય.૫૭જાણે આકાશે ઉગ્યો રવી, નોહોની જાણીઆ અનુભવી. સઉ બેઠા હંકાર ખોઈ, હાવી જુવતી નથી જોઈ. ૫૮ ઉતરો નારી

તણો હેંકાર, કરે અભીમાન તે ધીકાર. વળણ. રૂપ જોવાને વખાણ કરવા, લાગ્યા ત્યાં રાજંન; કન્યાનું રૂપ શું વખાણું, સાંભળને એક મંનરે. ૬૦

## કડવુ ૭ મું રાગ ત્રીતાલી ચોપાઈનો.

વૈશંપાયે બોલ્યા વચંનરે, સાંભળ જનમે રાજંનરે, કરી એ કંન્યાનું શું વર્ણન, જગદંબા આવીઆરે. જોતાં આવે હઇઆમાં વાહલરે, પગ પાંની લાખેણી લાલ. એની હંશના સરખી છે ચાલકે, જગદંબા આવીઆરે. ૧ જાણે આવી એ જગદંભારે, હારે રૂપ એનું જોઇ રંભારે. એવી ઝાંગ છે કદલી થંભા, જગદંબા આવીઆરે. ૨ દેખી દારૂણ જાયે દુખરે, કરે સ્નેહ શાંતીથી સુખ. એનું ચંદ્રના સરખુ મુખ, જંગદંબા આવીઆરે. ૩ કેડ સીંહના સરખી શોઈરે, જેણે નારી નજરે ન જોઈરે. તેને એળે ઉમર ખોઇ, જગદંબા આવી આરે. ૪ એની કાયા છે કાચ શમાંનરે, પેટ પોયણ સરખુ પાંનરે. નારી માત્રનું ઉતરૂ માંન, જગદંબા આવીઆરે. ૫ જાણે દંત દાઢમની કલીઓરે, ચતુરાની ચંપકની આગળીઓ. હોઠ હીંગળોકનો રંગ મલીયો, જગદંબા આવીઆરે. ૬ અંગ ખીલે જાણે બાગ, સારો શોભીતો શોહાગરે. કેશ કોમનીના કાળો નાગ, જગદંબા આવીઆરે. ૭ કોમળ કાયામાં નહી કેહેશીરે, જેવી કેહેણી નહી તેવી રેહેણીરે. એતો માનની મ્રૂનેણી, જગદંબા આવીઆરે. ૮ નશો દીશે લીલી ઝીણી ખાળરે, જેના હોઠ છે લાલ ગુલાલરે. છુંદુ છુદણું ગોરીને ગાલ, જંગદંબા આવી આરે. ૯ પગપાંનીયે નેપુર ઝળકેરે, એને હાથે ચુડો ચળકેરે. કાંને એરીંગમાં લીલમ લલકે, જંગદંબા આવીયા. ૧૦ જંન ઝાઝા જોવાને અડીયારે, સતી સ્વરૂપે મોડે ચડીયારે. કંઈ સીંહાસને આડા પડીયા, જગદંબા આવી આરે. ૧૧ ગઈ કોહેલમાં તે અટાલીરે, પ્રેમદા પોતે પંચાલીરે. અટારીયે ચડી બેઠી બાળી, જગદંબા આવીઆરે. ૧૨ એને શણગાર શજીયા શોળ, ગોરીને ચાંદલો છે ગોળ. ને મુખ ભરા તંબોળ, જંગદંબા આવીઆરે. ૧૩ ધાબા ઉપર બેઠી આવીરે, એના હૈઆમાં હરખ લાવીરે. બીડી પાંનની ચુતરાયે ચાવી, જગદંબા આવીઆરે. ૧૪ ગોરી ગાયછે ગરબા ગીતરે, ચોરે ચતુરા સૌનું ચીતરે. જેવી હોય રાજની રીત, જગદંબા આવીઆરે. ૧૫ વળણ. ગીતજ ગોરી ગાયછે; મનમાં પરસંન થાય. પછે સભામાં આવીઆ, પોતે દ્રુપતરાય.

## કડવુ ૮ મું રાગ ધનાસરી દોહરાનો.

વૈશપાયે રૂશી એણીપેર બોલ્યા, સાંભળને તું રાય. ત્યાર પુછે શુંનીપનું,

કહુ વીસ્તારી મહીમાય. ૧ આશ્ચર્ય પામી સભા સઘળી, જુવે સઘળા લોક. આ કંન્યાને વરવાની આશા, ધરીયે સરવે ફોક. ૨ ઘણાકજન ત્યાં હતા અહં-કારીં, તેનામાં ઉતરી તાંય. એટલે સભા વીનંતી કરવા, આવ્યા દ્રુપતરાય. ૩ સઉ સભાને કહુ સમજુતી, કહુ હકીકત અત્યારે, પછે સરવેને આપુ આગના, કામ કરજો તે વારે. ૪ એમ કહીને એવું બોલ્યા, જેને વરવાની ઇચ્છાય, ઉભા થઇને અહી આવવું, આ કુડાળા માંહ. ૫ શણગાર વસ્ત્ર ઉતારવાને, શરીરે થાવુ સ્વછ. જંગાથી તે કટી સુધી, પછે વાળવો કચ્છ. ૬ પછે ખભા ઉપર ધનુશ લેવું, ભાથામાં એક બાણ. તે કરતાં કોઇ વીશેસ રાખે, તેને પર-ભુની આંણ. ૭ હથીઆર ખભે ભેરવી લેવા, પછે રાયને તતબર,થાવું. પાટીયા ઉપર પ્રેમે ચડવુ, પછે સ્થંભની પાસે જાવું. ૮ જે જન જાય તેને ચેતાવુ, પછે સ્થંબે કર દેશે, સેવક મારા પાછળથી આવી, પાટીયુ ખેંચી લેશે. ૯ ચતુર નરચેતીને ચાલજો, ઉપડ ચડવુ સપાટે, સ્વાસ વચમાં લેવો નહીં, જાવું ઝાઝે જપાટે. ૧૦ આડો ખીલો છે છ ગાઉ ઉપર,ત્યાં કરવો જરી વિશ્રા-મ; ત્રાજવે ત્યાંથી ઉતરીને, હઇએ ઘાલવી હામ. ૧૧ ત્રાજવે બે પગ ગોઠવી, લેવું ધનુષ નિરધાર; પછે પડપંચા ચડાવી ધનુષની, તર્ત કરે ટંકાર. ૧૨ ભા-થામાંથી બાણ પછે લેવું, આણવો મનમાં ટેક; મચ્છ તાકવા જળમાં જોવું, બાણ મારવું એક. ૧૩ નીચું જોઇને ઉંચે મારવું, સાંભળો સઉ રાજંન; છ ગાઉ ઉપર મચ્છ ફરે છે, તેનું વેંધવું લોચન. ૧૪ બાણ પાછું પુંછડી વીંધી-ને, પોતાનું દૈવત દાખે. મચ્છ ઉપાડી બાણ લઇને, જળકુંડાળે નાંખે. ૧૫ એવું પ્રાક્રમ જે કોઈ કરશે, ધારણ મનમાં ધરશે; તે રાજાને હું પુજ્ય જાણીશ માહરી પુત્રીને તે વરશે. ૧૬ વળી ઉપર ચડતાં હેઠે પડતાં, તે ચંતામાં નવ પેસે; ઉઘાડે માથે આવીને, કાષ્ઠાસન ઉપર બેસે, ૧૭ મત કોઇને ઝાલવો ન-હીને, તેને માથે બ્રમ હત્યાય; કામ કરવાનું છે આંટીનું આ, તમો સમજજો સૌ રાય. ૧૮ છાતી વરાણે ઉપર ચડવું, ત્યાં છે મોટી ઘાંટી; પછે ત્રાસમાં ઉ-તરવાનું, છે એ ઠેકાણે આંટી. ૧૯ સપ્ત હાથ છે ત્રાસ નીચાં, કેમ કરી ઉત-રાય; ત્રાસની જો ઝાલે ડાંડી તો, તે ભલી રીતે ભમી જાય. ૨૦ એક પાસે ધારે ઉતરવું, ઉતરવાનો ઉપાય; બધું તોલ એકમાં આવે તો, બીજું ઉંચુ જાય. ૨૧ તેના ચરણ ત્રાસે નવ્ય પોચે, સ્થંભેથી ઉતરે; સ્થંભ ઉપર ઉભો રહીને, તાજવામાં પગ ધરે. ૨૨ ત્યારે ત્રાજવા આઘા જાયે, પગ તેના લડથડે; તેને ત્રા-જવાનો ઝોલો લાગે, તરતજ હેઠો પડે. ૨૩ ધનુષ પોતાનું વાંકું વાળવું, પછે

ચડાવવો દોર; એક છેડો નીચે મુકવો, પછે ઘણું રાખવું જોર. ૨૪ એક ત્રાસ માં મુકે છેડો, બળ બુદ્ધિથી વાંકો થાય; તો તો તાલ જોવા જેવો પડે, .અને બીજું ત્રાસ ઉંચુ થાય. ૨૫ તેથી પગ એના પોહોળા થાય, ઢળી પડે એ ઘણું, પોતે પગ તાણવા જાય તો, નીચે નિશ્ચય પામે મણું. ૨૬ ત્રાસ ધકકાથી આઘે જાય પછે પડે બહુ ઘાંટી; ઉપરથી એને થાંભલે, જો ભરાવે પગની આંટી ૨૭ હું નથી કેહેતો પોતાની ઈચ્છા, શુરો પુરો જાયે કોય; પોતાને જો ફાવે તો ચડજો, હઇયામાં હીમત હોય. ૨૮ પછી મને કોય દોશ ન દેશો, સઉ જશો હુંકારે ફુલી; તમે જાણો જે કન્યાય રૂપાળી, માટે કરી છે શુળી. ૨૯ માટે હુંશ હઈઆમાં હોય તે ઉઠો, સાંભળો સઉ રાજંન; હુંશીલા મારે ઘેર આવ્યા, કોઇ ઉઠો ક્ષત્રીનો તંન ૩૦ એવી અરજ સરવે સાંભળી,વિચાર મનમાં કરતા, આ કામ અતિશે કપરૂ કહીયે, ધ્યાન પ્રભુનું ધરતા. ૩૧ હુંશીલા હુંસે આવેલા, તે બેઠા હીમત હારી; ઉપર ચડીએ ને હેઠા પડીયે,નહી પરણાય એ નારી. ૩૨ આ તો આબરૂ જાય એવું કરૂં છે કોડે કામ; જો કોઇ રાજા ઉઠે નહી તો, બોળાય બાપનું નામ. ૩૩ વળી કેટલા એમ વિચારે, થનાર હશે તે થાશે; પણ પેલી રૂપાળી કન્યા, કોય વરી લઇ જાશે. ૩૪ માટે હીમત નથી હારવી, એમ વિચારે કોઇ રાજંન, હુંશ ધરીને ઉપર ચડીને, કરવો મછ વેધંન.૩૫ એમ સર્વના વિચાર જુદા, ધરે પોતાને મન; શીવનો સાચો ભક્ત કહીયે, જબરો જરાસંન ૩૬ વળણ. ભરી સભામાં હુંશ આણી. ઉઠયો જરાસન રાય. સભા સઉ વિસમે થઇ, મચ્છવેધ કરવા જાય.

## કડવું ૯ મું રાગ હાંહારેનો

હાહાંરે કે બોલ્યા વૈશમપાયે વચંનરે, હાહાંરે સાંભળ પરિક્ષતકેરા તનરે; હાહાંરે જરાસન જબરો જોધો જાયરે, હાહાંરે એને હુશ ધરી મન માંહરે. ૧ હાંહારે કે જેને સંભારા ભોળોનાથરે, હાહાંરે એને હથીઆર લીધા હાથરે; હાહાંરે હુંશ હઇયામાં લાવ્યોરે સ્થીરતા રાખી સ્થંભની પાસે આવ્યોરે. ૨ હાહાંરે ત્યાં તો બીજા રાજાની નજર બગડીરે, હાંહારે એ તો નાંખશે મચ્છને રગડીરે; હાંહારે હવે શો કરશું ઉપાયરે, હાહાંરે મારા ભાગ્યની કન્યા એલેઈ જાયરે. માટે ઇશ્વર વાહારે વેલા ચડજોરે, જરાસન તરત હેઠો પડજોરે. ૩ મારે હતી એ કન્યાની ઇચ્છાયરે, હું તો જોઉં છું કેવો એ લઈ જાયરે; એમ સઘળા વિચારે છે આપરે, માંહોમાંહી દે છે એને શ્રાપરે. ૪ જરાસંઘે કામ કેવાં કીધાંરે, ડાબે

ખાંધે ધનુષ ભેરની દીધાંરે; પોતાનાએ મનમાં હુંશ જ લાવ્યો. જળકુંડાળે ઝડપથી ચાલી આવ્યો. ૫ સઘળા રાજા જુવે છે પોતે સ્વચ્છરે, રાજાએ ત્યાં ભલો ભીડાવ્યો કચ્છરે; ઉપર ચડવા મનડુ એને કીધુંરે, એ ગયો ને પાટીયું ખેંચી લીધુંરે. ૬ સંભાર્યા છે શંકર ભોળાનાથરે, સ્થંભને ભલી ભરાવી બાથરે; હાં હરેક એને પગ મુકી મનડું કીધુંરે, બીજું પગલું ઉપર ભરી લીધુંરે. ૭ શુરાએ તો ચડવા માંડયું છે સપાટેરે, જરાસંઘે જોર કર્યું છે ઝપાટેરે; ચતુર થઇને ચડે છે સાજ્યોટરે, મુકે એ તો દોટા ઉપર દોટરે. ૮ ઉંચે શ્વાસે સ્થંભના ઉપર જાયરે, રાજા સૈ ને મનમાં ચિંતા થાયરે; અરજ આપણી કયારે હરિ ધ્યાન ધરશેરે, ઉપર ચડશે રૂપાળી કન્યા એ વરશેરે. ૯ માટે વહેલા વિઠ્ઠલ વ્હારે ચડજોરે, જરાસંઘ તો જળકુંડાળે પડજોરે; એમ સઘળા કેહેતા મનની માંહરે, પણ એ રાજા ઉપર ચડતો જાયરે. ૧૦ બળીઓ એ તો બહાદુર છે સર્વથીરે, નીચી નજરે જરાએ જોતો નથીરે; શુર સપાટે એતો ચાલ્યો જાયરે, તે દેખીને પ્રભુને ચિંતા થાયરે. ૧૧ નક્કી રાજા ચઢયો ને મચ્છવેધ કરશેરે, રાજી થઇને રૂપાળી કન્યાને વરશેરે; ભક્ત મારા પાંડવ પાછા જાશેરે, મોહન કહે છે મ્હારી આબરૂ જાશેરે. ૧૨ ભક્ત મારા પાંડુ કેરા તનરે, અરજુન હાથે કરાવવો મછવેધનરે; એમ જાણી કૃષ્ણે તે કામ કેવું કીધુંરે, જરાસંઘનું બળ હરણ કરી લીધુંરે. ૧૩ ઉપર ચઢતાં શરીરે થરથર ધુજેરે, આંખે એને લીલાંને પીળાં સુજેરે; શરીરની તો શક્તિ ગઈ સમશેરરે, ચોગરદમથી ચઢીઆ અતિશે ફેરરે. ૧૪ શું કરૂં ને જીવ ગભરાયો માહારોરે, હું તો આજે નકી થયો મરનારોરે; પરસેવાના જેબ ઝાઝા છુટયારે, જાણે મારી નાડીના બંધ તુટયારે. ૧૫ ઉલટી થઇને ચડી ગયા ચઅંડાળરે, માથાનો તો વછુટી ગયો છે મોળરે; હાવા કામે આજે થયો હું અજાણ, નક્કી માહારો જવાનો પ્રાણરે. ૧૬ નથી હવે ઉપાય મારો એકરે ભોળા શંભુ રાખે જો માહારો ટેકરે; શુદ્ધ બુદ્ધ અકારજ એની ગઇરે, અરે દૈવ આ શી ગતિ મારી થઇરે ૧૭ હીમત હાર્યો અતિશે ફેરે ચડીયોરે, જળકુંડાળે તરત આવી પડીયોરે; જળદેવીએ તરત તારી દીધો, અનુચરે આવીને ઝાલી લીધોરે. ૧૮ ઉંધો કરી ઝોલા ઝાઝા ખવરાવ્યારે, પીધેલા તે પાણી સૈ ઓકાવ્યારે; એટલે ત્યાં દૌણીને નારદ આવ્યારે, થાળ ભરીને શણગાર સામગ્રી લાવ્યારે. ૧૯ નારદ કેહે છે કર્યો તો પીઠીનો ચેહેરોરે, હવે આ નાનું પંચીયું પેહેરોરે; કપાળે તો કરૂં ગોપીચંદનનું ટીલુંરે, મોટાનું તો મોહોડું થયું છે વીલુંરે. ૨૦ સભા કેહે છે વાત રહી હવે

ઓપીરે, માથે એને પેહેરાવી કાન ઢંકી ટોપીરે; હાથ ઝાલી નારદ તેડી લાવ્યારે, કોટમાં કરેણાની માળ્યારે. ૨૧ કાષ્ટાસને લાવી બેસાર્યા કયાયરે, નીચું ઘાલી બેઠા જરાસંઘ રાયરે; માઘવ દેશનો મોટો પડયો સુબોરે, ભરી સભામાં શીસુપાળ થયો ઉભોરે. ૨૨ જરાસંઘ રાજાએ દીઠા છે દ્રષ્ટરે, પોતાનાનો મનમાં પામે છે કષ્ટરે; વીઠલ વેહેલા મારી વાહારે ચડજે. એ હંકારી માટે હેઠો પડજોરે. ૨૩ શામળીઆજી સમજો છો સર્વથીરે, એકલો હું અહીંઆ શોભતો નથીરે; શીશુપાળે સાંભળી રાયની વાણીરે, શું બોલે છે હઇયામાં હરખ આણીરે. ૨૪ હું જાણું છું કેવું કરૂં તે કામરે, તેં તો તારા બાપનું બોળ્યું છે નામરે; જરાસંઘ મનમાં વિચાર ધારેરે, બળતાને તો મોટા મેહેણા મારેરે. ૨૫ શીશુપાળ ઉઠયો સભાની માંહરે, નાનો ભાઇ એનો દંતવક્ર થાયરે; તેની એને આવી છે અદેખાઇરે, મારા કરમની શું એ કન્યા લેશે ભાઇરે. ૨૫ ॥ વલણ ॥ શીશુપાળરાજા ઉઠીઓ દીઠો દંતવક્ર રાયરે; અહંકારીનું એ છે પુતળુ, મચ્છવેધ કરવા જાય.

## કડવુ ૧૦ મું રાગ ધનાસરીનો.

વૈશંપાયે રૂષી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, મચ્છવેધન મહીરાય. ૧ શીશુપાળ છે શુરો પુરો, મનમાં વાત વિચારી; ધનુષ્ય બાણ ખાંધે લીધા, વસ્ત્ર નાંખ્યા ઉતારી. ૨ સ્વચ્છ થઇને કચ્છ ભીડાવ્યો, સઊ રાયને ગણતો તુચ્છ; હંકારીએ હુંસે ચાલ્યો, મરડી પોતાની મુછ. ૩ સભા સઘળી વિસ્મય પામી, આ રાય ઉભો થયો; ઓછી જાતને છે અછકલો, જળ કુંડાળે ગયો. ૪ સ્થંભની એ પાસે આવ્યો, મનમાં ઘાલી હામ; સ્વયંવરના સ્થંભને એને, પેહેલી કરી સલામ. ૫ પાટીયા ઉપર પ્રેમે ચાલ્યો, જવાને મનડું કીધું; દ્રુપતરાયના સેવકે આવી, પાટીયું ખેંચી લીધું. ૬ તેવો ઉપર ચાલ્યો જાય છે, ચડે છે સાવચોટ; જુવાનીનું જોર જબરૂ, મુકે દોટ ઉપર દોટ. ૭ વાયુ વેગે ચાલ્યો જાય છે, ચતુર નર તે ચડતો; દૈવત પોતાનું દેખાડે છે, પગ પાછો નથી પડતો. ૮ ઉંચુ નિહાળી નજરે ભાળી, ચતુર થઇ નવ ચુકે; હઠીલો હઠ નથી ચુકતો, પગલાં જોઇ જોઇ મુકે. ૯ સઉ સભા ત્યાં જોયાં કરે છે. ભુલ્ય નથી લગાર; એમ જાણે કે એ ઉપર આવ્યો, નહી લાગે એને વાર ૧૦ સઘળાના મનમાં એવું આવ્યું, જે આ કન્યા એ વરશે; બીજા બાહાદુર રાય આવેલા, તે સહુ પાછા ફરશે. ૧૧ ચડવામાં એની છે ચતુરાઇ,

પગ પાછળ નથી પડતો; શુર સપાટે ચાલે ઝપાટે, પવન વેગે ચડતો. ૧૨ એ તો નાનો નૌતમ છે ને,એ સાનમાં સમજી જાય; મોટામાં બુદ્ધિ નહી તે, પડયો સભાની માંય. ૧૩ એમ લાગે છે કે આ કામ કરશે, એવી હીમત હોયે ઘણી; શુરો પુરો શીશુપાળ છે, પંચાણું ક્ષોણીનો ધણી. ૧૪ સ્થંભના ઉપર ચાલ્યો આવ્યો, સાડાચાર ગાઉ જ્યારે; ચતુરભુજને સુજ પડી છે. એ કામ કરશે અત્યારે. ૧૫ સભામાં શામળીયા જુવે, કામ કૃષ્ણએ કીધું; હુંકારીને અછકલાનું બળ હરણ કરીને લીધું, ૧૬ ત્રાસ ઉંચો દોઢ ગાઉ છે.મોહોડે આવ્યા ફીસોટા, અધવચ્ચ એ અચકી રહ્યો છે, વાળે ગરબડ ગોટો. ૧૭ સ્વાસ એને ચડી ગયો છે, દૈવત એનું દાખ્યું; સતિના સામુ જોઇને, વચન વિવેક ભાખ્યું. ૧૮ અરે દૈવ હવે શું કરવું, મરવુ છે સરવથી; રૂપાળી જાણી નજરે ભાળી, હવે મારે વરવુ નથી ૧૯ ભોગ લાગ્યા કે હું અહી આવ્યો, નથી ઉગરવાનો આરો; આ કરતાં સભામાં હોત તો, મનખો રેતજ મારો. ૨૦ પુરણ એ પસ્તાવા માંડયો, છાંડયો હરખ હામ, પેહેલેથી જો જાણતો હોત તો, નવ આવત આ ઠામ. ૨૧ વાયુ ચારે પાસે થાય છે, સપાટે સઉ મેર; જીવ ગભરાવવા લાગ્યો ઝાઝો, ચઢી ગયા છે ફેર. ૨૨ ઓ ઇશ્વર હવે કરો છુટકો, મારે તે શું કરવું; જીવ મારો જવાનો છે, આ જીવ્યાથી ભલુ મરવુ. ૨૩ આડુ અવળુ જોયા કરે છે, એનો જીવ ઉંચો ચડીયો; ભુલ્યો એ ભ્રમણા કરીને, જળકુંડાળે પડીયો. ૨૪ પથર સાથે અથડાયો ને,માથું ગયું છે ફુટી;ઝગર ઝાઝો થઇ ગયો છે રૂધીરની રેલ છુટી. ૨૫ અનુચર સૌ નાઠા આવ્યા ને, તરતજ કાઢયો બાહાર. ઊંધે માથે હલાવ્યો ને, ઘણો કરે પોકાર. ૨૬ નારદજી ત્યાં નાઠા આવ્યા, ભાઇ કષ્ટજ એનુ કાપો; મચ્છવેધ કરતાં વાર ન લાગી, પાટા પેહેરામણીમાં આપો. ૨૭ રૂબાળીને ચેવવા માંડયા, અઉસરી એની થાય; થોડીવારે વળી રે મુરછા, ઉભો થયો છે રાય ૨૮ પંચીયુ પ્રેમે પેહેરાવ્યું, લજ્જા એને લોપી; ગોપીચંદનનું ટીલું કીધું, પેહેરી કાન ઢંકી ટોપી. ૨૯ કોટમાં કરેણની માળા, થયો એ દારૂણ દુખી; નારદ તેડી લેઇને ચાલ્યા, આપી છે ગઉ સુખી ૩૦ જરાસંઘ ત્યાં થયોરે ઉભો, હરખ મનમાં લાવ્યો; હું એકલો સોભતો ન્હોતો, જોડમાં મારી આવ્યો. ૩૧ કષ્ટ પામી લાગી ખામી, ચતુર ચંતામાં પેઠો; દુખીયારો દુખી થઇને, કાષ્ટાસનપર બેઠો. ૩૧ ત્યારે દ્રુપત થયો ઉદાસી, બોલ જાય મારો જુઠો; આખી સભા સૌ ભરાઈ બેઠી, કોઇ ક્ષત્રી તમે ઉઠો. ૩૩ બ્રંમ સભામાં ભીમજ બોલ્યો, કહી મોટા ભાઇને વાત; સૌ રાજાની આબરૂ જાય છે, આતે શો ઉતપાત. ૩૪

આજ્ઞા તમે આપો મુજને, વચન તમારૂ સાણું; આ સ્થંભ સરવેને દુખ દે છે, દરિયામાં જઇ નાંખુ. ૩૫ રાય ચડે છે હેઠા પડે છે, તેનું દારૂણ દુખ; એ થાંભલાને નાંખી દેઉ, તો થાય સર્વને સુખ. ૩૬ ધર્મ કહે તને સમ નથી ભાઈ, આપણુથી નવ બોલાય; દ્રુપતરાયે પણ કરૂં છે. તે મિથ્યા નવ જાય ૩૭ વાતો કરતાં મનમાં ડરતાં,ધરૂં રે શ્રીમે ધ્યાન; કાપડી કેમ કરો છો ગરબડ, નથીરે તમને સાન. ૩૮ ત્યારે ભડાક દઇ ભીમ બોલ્યો,માહારાજ કહુ સરવથી, આ બે ભાઇ વાતો કરે છે, મારૂં કહ્યું માનતા નથી. ૩૦ એમ મોટા ભાઇને જુડા પાડયા, બેશી રહ્યા છે ત્યાંય; શીસુપાળનો નાનો ભાઇ, ઊઠયો સભાની માંહ. ૪૦ ॥ વલણ. ॥ શીસુપાળનો ભાઇ ઉઠયો, દંતવક્ર જે રાય; દ્રુપતરાયને બોલાવ્યો છે, ભરી સભાની માંહ.

## કડવું ૧૧ મું રાગ સારંગ સાખીનો.

વૈશંપાયે રૂષી એણીપેર બોલ્યા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નિપન્યું, કહુ વિસ્તારી મહીમાય. ૧ દ્રુપત કેહે છે દંતવક્રને, કેમ બોલાવ્યો છે રાજ, દંતવક્ર માહા ડસીલો રાજા એને ઉતારા સઊ સાજ. ૨ કચ્છ ભીડાવી સ્વચ્છ થયો છે. કોડે કામજ કીધા; હઇયા મધ્યે હુંશ ધરીને ધનુષ્ય બાણ કર લીધા ૩ દંતવક્ર એ ડાબે ખભે, ધનુષ્ય ભેરવ્યું જ્યારે; શીસુપાળે કાહાવ્યું સભામાં, ભાઇ બોલાવ્યા ત્યારે. ૪ બાંધવ માહરા બાહાદુર છો કેમ ઊઠયા સભામાં સાર; દંતવક્ર કહે મચ્છવેધ કરીને, લાવુ નૌતમ નાર.૫ અરે ભાઈ તું એ શું બોલ્યો. સાંભળને સરવથી; આ કામ કોઇથી નથી થવાનું, સત્ય કહુ મુખથી. ૬ ત્યારે દંતવક્ર ત્યાં બોલી ઉઠયો, સત્ય કહું આ કામ. તમે પિતાનું નામ બોળ્યું. માટે હું કરવાનો કામ.૭શીસુપાળ કહે સાચું કહો છો. સમજ્યો છું સરવથી; આપણા બાપના બાપ પાસે, એ મચ્છ દેખાતું નથી. ૮ માટે આબરૂ રાખીને બેસો, નવ આવશો ઊઠી, જ્યાં સુધી તમે બેઠા છો, ત્યાં સુધી બાંધી મુઠી ૯ એક હાથ તો થયો ઊઘાડયો, સાંભળો તમે સાક્ષાત; બીજો હાથ જો ઊઘડશે તો, થાશે આપણા ઘરની વાત.૧૦ માટે મારૂ કહ્યુ માનીને, ચિંતામાં નવ પેસો; આબરૂ આપણી બાંધી રાખી, સિંહાસને જઇ બેસો. ૧૧ માટે માહારા બાંધવ બેસો, મુજ તાતના તન; વાત સાંભળી જરાસંધ ત્યાં મુખ બોલ્યા વચન. ૧૨ ચડે પડે તેની ફકર નહી ભાઇ, પણ ઊઠીને બેસે જેહ; કાળુ મોડું લઇને ઉઠયા,મુવો જીવતો તેહ. ૧૩ ચડે ઘડે તે ઇશ્વર ઇચ્છા, પણ ઊઠી

ને જે બેસે; તે કરતાં મરવું ભલું ભાઇ, પૃથ્વી મધે પેસે. ૧૪ ક્ષત્રી થઇને પું
ઠ બતાવે, બળીરે તેની બુધ; તેના અવતારને ધિક્કાર છે, તે ધાવ્યો દાસી કુ-
ખ. ૧૫ વચન સાંભળી જરાસંધના તનમાં લાગ્યો તાપ; મચ્છવેધ કરવા ન જા
ઊં તો, મને બ્રહ્મહત્યાનું પાપ, ૧૬ શીસુપાળને ખોટું લાગ્યું, ભંભેરી ભાઇ
ચડાવ્યો; પોતાને ઊંચું જોવાને, મારા બાંધવને જ લડાવ્યો. ૧૭ ચડાવ્યો ચડે
તે મુર્ખ જાણો, અભડાવ્યો અભડાવે; નાકકટાની ટોળીમાં, વટલ્યાને વટલાવે
૧૮ દંતવક્ર તો આવ્યો સભામાં ઊતાર્યા શણગાર; કચ્છ ભીડાવી સ્વચ્છ થ
યો છે, હાથ લીધા હથીઆર. ૧૯ ખભા ઊપર ભેરવી ચાલ્યો, કરમ કરવા મ-
ન કીધું; પાટીયા ઊપર ચડયોરે પ્રેમે, પેલું પાટીયું ખેંચી લીધું. ૨૦ બે ગા-
ઊ તે ચડયો સપાટે, કૃષ્ણ વિચારૂ એમ; મારો ભક્ત છે દંતવક્ર તે, ઊંચેથી
પાડુ કેમ. ૨૧ એમ જાણી ઊલટ આણી. મનમાં તે ગભરાય; ઊંચી એને દ્રષ્ટી
કરી તો, મચ્છ નહી દેખાય. ૨૨ મોટા ભાઇનુ કહ્યુ ન માન્યું, બુદ્ધિ મારી કા-
ચી; જરાસંધે કહ્યુરે જુઠુ, વાત માની સાચી. ૨૩ મોટાની આજ્ઞા ન માને, તેને
દારૂણ દુખ; ઘેર જઇને મારા મોટા ભાઇને, શું દેખાડીશ મુખ. ૨૪ પુરસોતમે
પવન પેરયો, અતિશે હીંડોળે ચડીયો; ફેર ચડયાને આવ્યા અંધારા, ઊંધે
માથે પડીયો. ૨૫ કપાળ એનુ ગયું ફુટી, ચાલે રૂધીરની ધાર; દ્રુપત-
રાયના સેવકોએ, ખેંચી કાહાડયો બાહાર. ૨૬. ઉંધે માથે હલાવી
ને, પાણી કાહાડુ તેહ; કપાળે પાટા બાંધ્યા છે, તેમાં નહી સંદેહ. ૨૭
નારદે શણગાર આપ્યા, હરખ હૈયામાં લાવી; પંચીયુ નાનુ પહેરાવી,
ટોપી ત્યાં પહેરાવી. ૨૮ ગઉમુખીને માળા આપી, કર્યું કપાળમાં ટીલું; કાષ્ટા-
સનની પાસે આવ્યો, મોહોડું કર્યું છે વીલું.૨૯ જરાસંધ કહે સાબાશ તમને,
કરૂ તમે કોડે કામ; દમઘોષના બે દીકરા, બોળ્યું બાપનું નામ. ૩૦ શીશુપાળે
ઠબકો દીધો, કેવું મનડું મોહયું; મુમતમાં તમે માન ખોયું, જરાસંધે ઉંચુ
જોયું. ૩૧ ત્યારે દ્રૂપ થયો ઉદાશી,મારી અરજ હરી સાંભળે; કોઇ ક્ષત્રી નં-
દન ઉઠીને, મચ્છવેધ કયારે કરશે. ૩૨ સઘળી સભા બેશી રહીછે,જાશે બોલ-
જ જુઠા; એટલામાં શલ્લરાજા, ભરી સભામાં ઉઠયા. ૩૩ નવકોટી માળવાના
ધણી,ઉભા સભામાં સામા;ભીમે બ્રહ્મસભામાંથી દીઠા,નીકુલ શેહેદેવના મામા.
બારમણની માથે પાઘડી, જોઇ દ્રૂપત કે ભાગ્ય ભલીયુ; શોભા તેની શી વ-
ખાણું, હાથે બોતેર મણ માદળીયુ. ૩૫ બળીયા બાહુર શલ્લ છે, જઇ જળકું-
ડાળે ઉભા. ૩૬ કચ્છ મારીને ધનુષ ધારીને, હઇએ ઘાલી હામ;શીવજીનો એ

સ્થંભ છે, પહેલાં કર્યો પ્રણામ. ૩૭ સભાર સઘળી વિસ્મય પામી, આ રાજા ઉપર ચડશે; અંગુઠા સરખું શરીર જાડુ, સ્થંભ ભાગી પડશે. ૩૮ શરીરે જાડા પોચતા છે, મુછોના મોટા થોભા; કેસરી વાઘ સરીખા છે, સારી કરી છે શોભા. ૩૯ દ્રૂપતના સેવકો સમજ્યા, કામ સપાટે કીધા; પાટીયુ ભાર ખમે નહી તે, દશવીશ મુકી દીધા. ૪૦ શલ્ય રાજા રાખી માઝા, વીચાર્યું દલ સાથ. મછવેધના થાભલાને, ભલી ભીડાવી બાથ.૪૧ ભીમ ભાઇને કહે મામા ઉઠયા આપણે રાજી થઇશું; કન્યા મામા પરણશે તો, એના હાથની રસોઇ ખાઇશું. ધર્મ કહે તું શું બોલેછે, એવુ તે કેમ થાય; કામ થયા વીના કદી ન કહીયે, આબરૂ ઇજ્જત જાય. ૪૩ ઉપર રાયે ચડવા માંડયુ, કામ સપાટે કીધા; દ્રૂપત રાયના સેવકોએ, પાટીયા ખેંચી લીધા. ૪૪ સુરસપાટે ચાલે ઝપાટે, મુકે દોટ ઉપર દોટ; સ્વાસ ખાધા વીના એ તો,ચડી જાય સા ચોટ.૪૫ બે ગાઉ એ ઉપર આવ્યો,સઉ કરે સભામાં સેર; જુવો ઝપાટે ચડીજાયછે,જાણે પતંગ માગે દોર. છલંગ મોટી મારે છે એ, દસ દસ ડગલે જ્યારે; સામટાએ શુરા ચડે છે, બીક મનમાં ન ધારે. ૪૭ પગ પડેને સ્થંભજ હાળે, જાણે ચડીયા ઝોલે; સભા સઘળી હસવા લાગી, કડકડાટ બહુ બોલે.૪૮ સઉ રાજા મનમાં સમજ્યા, નથી બોલતા કંઈ વાણ; સ્થંભ કદાપી ભાગી પડે તો, વાળશે કચર ઘાણ. ૪૯ રાજા સઊ ચેષ્ટા કરે છે, પણ મુખે કોય ન બોલે, ત્રણ જણ હેઠા પડયા પણ, હાની નહી કોઇ તોલે. ૫૦ પાંચ ગઉ સુધી પોતે આવ્યા, તરત ગયા છે થાકી; હવે એના શા ભાર છે, એક ગઉછે બાકી. ૫૧ સ્વાસ ખાઇને ઉપર ચડે છે, મન સંગાથે માહાલી; થોડીવારે ઉપર જઇને, ત્રાસની ડાંડી ઝાલી.૫૨ પગની આંટી ભરાવી રાખી, મનમાં કરયા મનસુબા; ત્રાસની પાસે આવીને, તરત રહ્યા છે ઉભા. ૫૩ વા વંટોળ ત્યાં થવારે માંડયા, મનમાં ચંતા થાય; શત્રૂ સાચો નથીરે કાચો, કયાંથીરે આવ્યો વાય. ૫૪ વાટ થોડીવાર જોઇને, વીચારે રાજન; પગ બે સાથે ત્રાસમાં મુકવા, કરયું રાજાએ મન;ચંતા ચતુરભુજને થઇ છે, કપટ કામ તે કીધુ; ભકતનુ માન વધારવાને, બળ હરીને લીધું. ૫૬ પગ મુકવા પોતે ગયા છે, બે ત્રાસ હીડોળે ચડીયા;આંખે તો અંધારા આવ્યા,જળ કુંડાળે પડીયા. ૫૭ કાયા કચરઘાણ થઇ છે, દસવીસ શેવક સાર; એ સઘળાએ આવીને, ખેંચી કહાડયા બહાર. ૫૭ નારદજી નજરે નીરખે, શલ્ય રાયને જ્યારે; શુરા પુરા નથી અધુરા, શણગાર ધરો અત્યારે. ૫૯ સઘળો સામાન પેહેરાવીને, લેઇ ચાલ્યો સલ્ય સુબાહુ પેલા ;પરેલા રાજાઓ તે,

તરત થયા છે ઊભા ૬૦ પધારો પધારો ભળેરે આવ્યા, રાખી ચીતતે ઠામ; ચારે ચંડાળ ચોકડી બેઠા, બોળી બાપનું નામ. ૬૧ મોટા ચારે, હારી ગયા છે, હાહાકાર બહુ હોય. સઉની હીમત ભાગી ગઇ છે, નથી ઊઠતું કોય. ૬૨ દ્રુપત હીમત હારી બેઠો, નવ થયું મારૂ કામ. છત્રપતિ જો આવ્યા હોત તો, લજ્જા રેહેત તમામ ૬૩ શ્રી ક્રષ્ણ ગોર બ્રાહ્મણીને પુછી, સાંઢ મોકલી તેડાવ્યા; પવનવેગી સાંઢ નાકી, આવી હસ્તીના પુર માહ. ૬૪ છત્રપતિને ખબર આપી, હરખ્યા સૌ મન; મામા મારા વાર ન કરશો, બોલ્યો દુર્યોધન. ૬૫ શકુની કહે વાર સાની, તારી બુદ્ધિ ભોળી; સઉ અસ્ત્રીયો ભેગી કરીને, તું નાહાને પીઠી ચોળી.૬૬ માનુની સઉ ભેગી થઇ છે,ગીત મધુરા ગાય, દુર્યોધન બાજોઠ બેસારી, પીઠી ત્યાં ચોળાય. ૬૭ ॥ વલણ. ॥ પીઠી ચોળે રાયને, ગાય મધુરા ગીત, સૌ સામગ્રી તૈયાર કરી, રાજ તણી જે રીત.

## કડવું ૧૨ મું રાગ પીઠી ચોળવાનું ધોળ.

બોલ્યા બોલ્યા વઇશંપાયે વચનરે, સાંભળ સાંભળ જનમેજે રાજનરે; ટેક. પીઠી પીઠી ચોળેછે પીતરાણીરે, દુરજોધનને અતીશે ઉલટ આણીરે. ૧ સઘળી સારી નારીના મનમાં સોચે, દુરજોધનને સળીયા સપાટે ચોચેરે; અતર ફુલેલ ચોળેછે અંગે ત્યાંહરે, આડાઅવળી ગીત ગાતી જાયરે. હાંરે એતો પાય લાગી પાસે રહે, અડધાની કહાવે અદશેર.૪ પુણાની કાહાવેછે પુણોશેર, રૂપીઆની કહાવેછે શેર એકરે. ૫ પીઠી ચોળી વરરાજાને નવરાવોરે, શરીર લુછી શણગાર સઉ સજાવોરે. ૬ પહેરાવ્યો છે સોનેરી સુરવાળરે, જરીનો તો જામો પહેરો તતકાળરે.૭ વરરાજાને ચીરો બાંધો ને પટકોરે, લાખીણોતો કરશે પછી લટકોરે. ૮ કડાં સાંકળાં વેઢ વીટીઓ ઘાલી હાથે, મણીનો તો મુગટ શોભેછે માથેરે. ૯ મોટા મોતીની ઘાલી માળારે,શીરપેચ બાંધી વરરાય શોભે બાળારે. ૧૦ મીંઢળ બાંધી હાથ કંકુવાળા કીધારે,પાન સોપારી શ્રીફળ હાથમાં લીધારે ૧૧ ગણપતીને પગે લગાડી ત્યાંયરે, વરરાજાને ઘોડે બેસારવા જાયરે. ૧૨ મામા સામા આવીને વાત ધારેરે, ભાણીયાને તેડી ઘોડે બેસારેરે. ૧૨ છત્રપતીનો ચડીયો છે વરઘોડોરે, જેનો આખા જગમાં નથી કાંઇ જોડોરે. ૧૪ પગમાં તો પડયો છે સોનાનો તોડોરે, માથે તો ઘાલો છે મોતીનો તોરોરે.૧૫ આગળ ચાલે સારા સાબેલાની લાહારરે,વરઘોડો તો નીકળ્યો નગર મોઝારરે.૧૬ સાજન સઉ કે સાથે મળ્યું છે ત્યાંયરે. ભીસ્મપીતા વીદુરકાકા જાયરે. ૧૭ કરણભાઇ સાથે

છે દુસાસનરે, હરખ અતી લાવો છે દુરજોધનરે. ૧૮ હળ હળ હાથરણી શણુગારીરે, તેના ઉપર રત્નજડીત્ર અંબાડીરે. ૧૯ તેના ઉપર બેઠા છે વરરાયની માડીરે, પેરણુ પેહેરીછે વાહાલા સાડીરે. માથે તો મોઢ ભમરીયાળો લળકેરે. હાથમાં તો રામણદીવો ચળકેરે. ૨૧ નગરના તો ભરાયા ઝાઝા લોકરે. જોવાને તો મળ્યા છે થોકાથોકરે. ૨૨ વરઘોડા તો ફર્યો નગરની માંહરે. પછી પ્રેમે નગર બારણું જાયરે. ૨૩ બાંધવ સઘળા સર્વે થયા છે તઇઆરે,છેલછબીલા ઘોડે થયા અસવારરે. ૨૪ સેન્યા સઘળી લીધી પોતાની સાથેરે, હાથી ઉપર બેસી શ્રીફળ લીધુંછેહાથેરે. ૨૫ જેમ કરીને દડ મજલ કરતાંરે, આખે રસ્તે એકઘડી નહી ઠરતારે.૨૬ અતી ઉતાવળ કરતાં વીદેશરે,એટલે ત્યાં આવ્યો છે પંચાળ દેશરે. ૨૭ અનુચર સાથે આગળ ખબર કહાવીરે, છત્રપતીની જાન જુકતીથી આવીરે. ૨૮ માટે સામા મળવા જઇએરે, સારૂ લાગે માટે શરણે થઇયેરે. ૨૯ રાજા સરવે ઉઠયા છે તેણી વારરે, ક્ષત્રીના સઉ સામા આવ્યા છે રાજકુમારરે. ૩૦દુર્યોધને શોભા કરીછે અતી સારી,નગરની તો જોવા મળી છે નારીરે. ૩૧ જાન લઇને આવ્યા સ્વયંવર માંહરે, સઘળા રાજા તે મળવાને જાયરે. ૩૨ સાવળાશુ સામળવા આવ્યા રાજા,સર્વે હૈયામાં હરખાય; જુહાર કરતા સ્તુતી ધરતા, સ્વયંવરમાં જાયરે.

## કડવું ૧૩ મું.

વાગી વાગી સ્વયંવરમાં હાક હો નાળ આવ્યોરે. એ રાગ.

વાગી વાગી સ્વયંવરમાં હાક, છત્રપતી આવીયોરે; સહુ રાજાને પડીઆ ધાક, છત્રપતી૦ ૧ હાથી પેઠા સ્વયંવર માંહ, છત્ર૦ સહુ રાજા પાછળ જાય. છત્ર૦ ૨ હરખે ઉલટ મનમાં આણી, છત્ર૦ પાયાં સાકર કેરાં પાણી.છત્ર૦ ૩ ભલે પધાર્યા મોટા સુબા, છત્ર૦ કરજોડીને સર્વે ઉભા. છત્ર૦ ૪ કોઇથી શબ્દ એકે ના બોલાય, છત્ર૦ છાનીછપની વાત ના થાય.છત્ર૦ છે છત્રપતીની બેઠક, છત્ર૦ કોઇ ન ખાય ઉધરસ છીંક. ૭ એની નજર જેપર જાય,છત્ર૦ તેની થર થર કંપે કાય. છત્ર૦ ૮ ઝાઝા અહંકારનો એ ભરીયો, છત્ર૦ એતો ગજથી હેઠે ઉતરીયો. છત્ર૦ ૯ જાય હસ્તમાં શ્રીફળ ઝાલી, છત્ર૦ તેની પુઠે રાજા જાય ચાલી. છત્ર૦ ૧૦ આવ્યો સભામાં અંધનો તન, છત્ર૦ બેઠા જઇ ઉંચે આસન. છત્ર૦ ૧૧ સહુ રાજા ચીંતામાં પેઠા, છત્ર૦ બહાદુર બેઠા પછી બધા બેઠા.છત્ર૦ ૧૨ આવ્યો પૃથ્વીપતી એ ભુપ, છત્ર૦ બધા બેઠા થઇ ચુપાચુપ. છત્ર૦ ૧૩ જોડે બેઠા ગંગાજીના તન, છત્ર૦ એની સાથે દુઃસાસન.છત્ર૦ ૧૪ દ્રોણગુરૂ બેઠા

છે સામા, છત્ર૦ તેની જોડે શકુની મામા. છત્ર૦ ૧૫ સઉ રાયને ચીંતા થાય, છત્ર૦ બ્રહ્મસભામાં ભીમ ઉભો થાય. છત્ર૦ ૧૮ મોટાભાઇને વાણી કહી અલાપી; છત્ર૦ આવ્યો અંધસુત એ પાપી. છત્ર૦ ૧૮ આપો આજ્ઞા તત્પર થાઉ, છત્ર૦ એનું મસ્તક મચડી લાવું. ૧૯ ઘણા દહાડાની લાગી લાહ્ય, છત્ર૦ એને મ રે ઠંડક થાય. છત્ર૦ ૨૦ સાચુ કહુછું રાખું તમારી શર્મ,છત્ર૦ આપો આજ્ઞા ધોરીંધર ધર્મ. છત્ર૦ ૨૧ એમ વાત કરે છે જ્યારે, છત્ર૦ દીધી શીખામણ ભાઇને ત્યારે. છત્ર૦ ૨૨ નવ કરીએ કદી અદેખાઇ, છત્ર૦ સભા સોભી જ્યારે આવ્યો ભાઇ. છત્ર૦ ૨૩ એવી વાતનું નવ આપો ઓઠું, છત્ર૦ આવ્યો હાથમાં ઝાલ્યું કોઠું. છત્ર૦ ૨૪ મુજથી દેખી નવ ખમાય, છત્ર૦ એને જઇ નાખું દરીયા માંહ. છત્ર૦ ૨૫ તો તો દાઝ બધી હોલવાય, છત્ર૦ એ કુળમાંથી કલંકી જાય. છત્ર૦ ૨૬ ધર્મ કહે આવું બોલ્યો કયમ, છત્ર૦ હવે બોલો તો મારા સમ. છત્ર૦ ૨૭ ॥વળણ॥ હવે તમે નવ બોલશો, ગરબડ ઝાઝી થાયરે, ધામરૂપી જાણશે તો, ઉઠાડે પળમાંહરે.

## કડવા ૧૪ રાગ સાખીનો.

વૈશંપાયે રૂશી એણીપેર બોલ્યા, સુણુજનમેજે રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ વીસ્તારી મહીમાય. ૧ એમ ભીમને રાખ્યો સમજાવી, પછે બોલ્યા ભીસ્મ પીતાય. વીદુરજીને વાણી કહી કહુ, આ અછકળ દેખાય. ૨ હાથમાં શ્રીસ્મ લેઈ બેઠો છે, રાય રહ્યા સઉ ભાળી. એને હેઠું મુકાવોને, એની નજર થઇ છે કાળી. ૩ એવામાં ત્યાં વીદુર ઉઠયા, કહી દુરજોધંનને વાત; નાળીયેર તારૂ હેઠુ મેલને, તારી જણાવે છે જાત. ૪ ગંગાના દીકરા કલકાળીને, તુજને દેશે ગાળ; પછે નીચુ ઘાલવુ પડશે, નીકર કરશે તારો કાળ. ૫ કહે દુરયોધંન મામા સારા, શ્રીફળથી શું થાય. સકુની કેહેછે મેલ હેઠું, તારી પાસે ત્યાહ. ૬ ત્યારે રાયે હેઠુ મેલ્યું, બોલ્યો મુખ વચંન, કયાં ગયોરે દ્રુપતરાજા,ચાલો તેડેછે રાજંન. ૭ દ્રુપતને મન ચંતા વાધી, કહે વાત સરવથી, દ્રોણીગોર તમે ચાલો આગળ, હુ બોલવાનો નથી.૮ ત્યારે ગોર ત્યાં ચાલી આવ્યા, દુરજોધંન પાસ; કોહો રાજાજી કેમ બોલાવ્યા, મનમાં થયા ઉદાસ. ૯ ત્યારે છત્રપતી છળકાઇ ગયોછે, બોલ્યો ધતરાષ્ટર કુમાર; લાવ્ય તારી દીકરને, મુજ સાથે પરણાવ. ૧૦ ત્યારે દ્રોણી ગોર બોલ્યા, સાંભળો સાચી વાત; એમને એમ નથી પરણવાનું, થાય ઘણો ઉતપાત. ૧૧ અહી સભાની મધ્યે સ્થંભ રોપ્યો, ઉપર સવામણનું મચ્છ; વસ્ત્ર શણગાર ઉતારીને, ભલો ભીડાવો કચ્છ. ૧૨ ઉપર ચડવું ને હામ

કરવું, બે ત્રાસ બાંધ્યા જાય; એક બાણે મછવેધીને, નાંખો જળકુંડીની માંહ. ૧૩ એ અમારો પુજનીક થાયે, સાંભળો રાજંન; પછે દ્રુપતરાજા તમને, દેશે કંન્યા દાન. ૧૪ એ વીના નથી વળવાનું, રાખો હઇએ હામ; ભરી સભામાં ઉભા થઇને, કરો એટલું કામ. ૧૫ મછવેધ કરવાનો છે કેવો, કેમ કામ કરૂ આરંભ; સભાની વચે જઇને જુવો, બાર ગાઉનો સ્થંભ. ૧૬ મધ્યા ગાળે બે ત્રાસ બાંધ્યા, ચતુર થઇને નવ્ય ચુકો; છ ગાઉ ઉપર ત્રાસમાં, બે પગ સાથે મુકો. ૧૭ પછે ખભા ઉપરથી ધનુશ લેઇને, તરત કરો ટંકાર; એક બાણે જમણુ નેત્ર વેધી,નાંખો જળ માંજાર.૧૮ પછે ધીમે ધીમે ઉતરવું, સાંભળો રાજંન; એ પ્રમાણે કામ કરશો તો, થશે લાખેણુ લગંન. ૧૯ પણ રાજાનું પુરૂ થાયે, કામ એટલું કરો; પછે એ રૂપાલી કંન્યાને, સુખે તમે વરો. ૨૦ એટલુ પણ એ લેઇ બેઠા છે, એની અરજ હરી સાંભળશે; જો કોઇથી કામ થશે નહીતો, કંન્યા લેઇ બળી મરશે. ૨૧ માટે એ કંઇ મોટુ કામ નથીને, ચ્યંતામાં નવ્ય પેશો; કામ કરતાં જો હેઠા પડોતો, કાષ્ટાસંન જઇ બેસો. ૨૨ જુવો પેલા ચાર બેઠા છે, રાયે જોયુ જ્યારે; દુરજોધને સામુ જોયુતો, નીચુ ચાલ્યુ ત્યારે. ૨૩ રાજા જોઇ થયો આકળો, હસ્તીનાપુર ભુપ; વાત સાંભળી વીચારની, ને થઇ ગયો તદરૂપ. ૨૪ છત્રપતી કહે મામા મારા, સાંભળો સરવથી; આતો કામ માહા કપરૂ છે, મુજથી થવાનુ નથી. ૨૫ એતો નીચા લોકનુ કામજ, કોઇ નહી મારી તોલે; શા માટે એ વાર કરે છે, હાલુ તે કેમ બોલે. ૨૬ બાંધ્યો સ્યંવરને મછવેધન, આતો મોટો અન્યાય; જાત ભાત મારી જોઇને, પરણાવી દો કન્યા. ૨૭ કરી ગર્જના ગોર બોલ્યો, એ વાતે બોલ નહી ખોટો; ચોરાશી હજાર દેશનો,તુ રાજા તારા ઘરનો મોટો.૨૮હાના અવળા વચન ભાંખો,તે કરતા નથી સારૂ; માટે ઉઠી કામ કરોને, વચન માનો મારૂ. ૨૯ પીડી ચોળી આવ્યા પરણવા, આડુ અવળુ બોલે; તું જાણે છે હુંછુ મોટો,કો નહી મારી તોલે. ૩૦ પણ કામ કર્યા વીના, નહી મળે કંન્યાય; ન કામ થાય તો ઘેર જઇને, વરો તમારી માય. ૩૧ હવે લવારો જવાદોને, થનાર હોયતે થાય. ઉતર હવે ન બોલશો, નહીતો પાછા ઘેર જવાય. ૩૨ ઉંચા થઇ હાલુ બોલો, નહી વીવેકની વાણી; અછકળા થઇ ઊભરો કાઢયો, જાત તમારી જાણી. ૩૩ દુરજોધંનને વચંન કહીને, રાયને તેડી જાય; ધીરજ રાખો દ્રુપતરાજા, નવ કરશો ચ્યંતાય. ૩૪ છત્રપતી કહે મામા મારા, ગોરેતો ઘર ઘાલ્યુ; રોફ મારો ગયો નીકળી, મારૂ તે નવ ચાલ્યુ. ૩૫ શકુની સપાટે બોલ્યા, આતે શુ કેહેવાય; મછવેધંન

કરીને આપણે, લેવી એ કંન્યાય.૩૬ ભાણીયા મારા ભડકશો નહી, છો રાજના કુમાર; એક માંછલી આંખે વેધવી, તેના તે શા ભાર. ૩૭ છત્રપતી કહે હોહો! છો સાચુ, સત્ય કહુ આ ઠામ; મુજ વીના રાજાએ આવી, કેમ આરંભુ કામ. ૩૮ મારી શરમ પડી નહીને, જ્યાં ત્યાં ચડીને આવે; આજ એ મને સપડાવું, કદી એમને નહી ફાવે. ૩૯ શકુની કેહેછે કે હોછો સાચું, નવ શણુ તમારૂ માપ; ગમે એટલા એ બેઠા પણ, તમે સઊને કરો સંતાપ. ૪૦ રાજાને મંન રીસ ચડીછે, કેહેછે સઊને કેહેણા; રાય રુધીના સામુ જોઇને, દેવા માંડયા મેહેણા.૪૧ તમો સરવના મા બાપ સરખા, બોલી ઊઠયો રાય; દુરજોધંન મનમાં સમજી, ઉભો સભાની માંહ. ૪૨ વલણ. ભની સભામાં થયો ઊભો, બોલે છે રાજંન, રાજા માત્રના સામુ જોઇને, મુખ બોલ્યો વચંનરે.

## કડવું ૧૫ રાગ લેકણીનો.

બોલ્યા વૈશંપાયે વચંન, હવે કોઇ ઊઠીયેરે; સાંભળ જનમેજે રાજંન, હવે કોઇ ઊઠીરે.૧ ત્યાં બોલ્યો દુરજોધંન રાય, હવે કોઇ ઊઠીયેરે,તમે સાંભળો સઊ સમાય, હવે કોઇ ઊઠીયેરે,૨ હું આવ્યો તમે બેઠી રહ્યાછો, સારૂ સર્વનું રૂપરે, મછવેધ કરવાને ઊઠો, તમે ભરાયા ભારે ભૂપ. હવે ૩ કન્યાની આશાએ આવ્યા, પીઠી ચોળી થઇ રૂડીરે; કડા સાંકળાં ઊતારોને, તમે હાથે પહેરો ચુડી; હવે ૪ બની ઠણીને બેઠા સભામાં, હવે હઇએ ધાલે હામ; મારા વીના આટલુ તમથી, કર્યું ન કોઇએ કામ. હવે ૫ રૂપાળાને રૂડા થઇ આવ્યા, મોટા ભોગવો દેશરે; ધીક્કાર તમારી જનેતારે, પીઠી ઠાલે ચોળી બેશ. હવે ૬ શણગાર સારા સજીને આવ્યા, સારો કર્યો છે વેહેરોરે; શેલા મંદીલ ઊતારી, ઘેર જઇને ઘાઘરીયો પેહેરો. હવે ૭ ધનુશબાણ ઝાલી બેઠાછો, સઊ તમથી હેઠરે; પણ નામ બાપનું બોલી બેઠા, સઊ પથ્થર માને પેટ. હવે ૮ કેહેતા મુજને લજ્યા આવે, બળે રૂપતને હોળીરે; અવતાર સૌના છુટી પડયા છે, પીઠી ઠેકાણે ચોળી. હવે ૯ હંકાર મનમાં આણ્યો અતીસે, રે ફાટી ગયાછો અપાररે; જુવાનીઆનું જોર જાણ્યું, છુટી પડયો અવતાર. હવે ૧૦ નીચુ ઘાલી બેઠા સભામાં, શણગાર સઘળાં છાંડોરે; આડી ઓટા ઓઢણીને,ગોરી થઇ ઘર માંડો. હવે ૧૧ રાજાના મનમાં શોક થયોછે, જાન જુક્તીએ આવ્યારે, ક્ષત્રી પુત્ર કોઇયે જાણો, લુડીઓને તમે ધાવ્યા. ૧૨ એકવીશ વાર નક્ષત્રી કીધી, પ્રૃથ્વી ફરશુરામરે, જનેતાનું ઊદર લજાવ્યું, બોળ્યુ બાપનું નામ. હવે ૧૩ આખી પ્રૃથ્વીનો હું તો રાજા, રૂપી કહે ઘણું જોરે, જાત લગાસી લજવી ઝાઝી, હું દીઠા ન-

જોધન દીવો. હવે ૧૪ તસ્દી લેઇને હું આવ્યો છું, વાત વીવેકથી વરણેરે; છેલીવાર મારે કેહેવું પડે છે, ઘેર જઇને માને પરણો હવે. ૧૫ મેહેણાં સાંભળી સઉના મનમાં, થવા માંડયો સંતાપરે; પાછળથી પસ્તાવા માંડયા, હું આવ્યો તમારો બાપ. હવે. ૧૬ અભીમાની હંકારથી બોલ્યો, મેહેણાં દીધાં જ્યારેરે; સઉ રાજા સાંભળી રહયા છે,ઉઠયા જાદવરાય ત્યારે. હવે.૧૭ાવલણાા જાદવરાયજ ઉઠીયા, રાજ સભામાં જયરે; દરજોધનને વારીને, રાખે સભાની માંહરે.

## કડવું ૧૬ મું રાગ મારૂની સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું મછવેધન મહીમાય.૧છબીલાયે છત્રપતીને,કહુ હવે ના બોલે બોલ;મોટાની મોટાઇ રાખો,ઘટશે તમારૂં તોલ,૨આવા નઠારા વચન કહા પણ,કોઇ ઉતર નવ આલે. ૩ માટે તમારે ક્ષમા રાખવી, દેશે ઠપકો તમને દ્રોણ; દુરજોધન કેહે જા ભરવાડા, તું કેહેનારો કોણ. ૪ જાદવમાં તુજ નમેસોને, કેહેવાયો વ્યભીચારી; શું શીખામણ દેવા આવ્યો, મામા માસી મારી. ૫ ગોકુળમાં તેં ગાયો ચારી, માખણ માટે જાચ્યો; વંદ્રાવનમાં ગોપીકાની, માગી પીતો છાશો. ૬ મારા સમાન કોણ છે રાજા, એમ ણુઆરી બોલે; કરન કહે તમે મોહોટા છો, નથી તમારી તોલે. ૭ જ્યારે મુજને કહુરે તમે, ત્યારે વાતો કહુછું વરણી; તમે અંધના દીકરાછો, તારી મા આખલાને પરણી. ૮ ક્ષત્રીકુળમાં અવતર્યાછો, ભાષણ કરો મન ભાવે; આખલાના પુત્ર કાહાવો, એની અસર આવે. ૯ માટે તમારી બુદ્ધી બગડી, સારૂં તે શું ચાલે; અવળી મતીના સોટાછો, જ્યાં ત્યાં ગોધા ઘાલે. ૧૦ સોબત તેની અસર આવે, નીચાંની નીચી જાત; સંત સમાગમ કરયો નથી તે, જાત વિના પડે ભાત. ૧૧ અન એસો ઓડકાર આવે, ખરૂં કહાથી ખાર; ખરૂં કહે તો કાળજે વાગે, આ અંધ તણા કુમાર. ૧૨ અનાદીથી ચાલ્યું આવે, હેવું કેમ બોલાય; આ ગંગાના દીકરા જુવે છે, ભરી સભાની માંહ. ૧૩ કહે દુરજોધન મામા મારા, આ જુવો કરન કાળો; મોટા મોહન થવા આવે છે, બુદ્ધિ એની બાળો. ૧૪ મામા બોલ્યા ભાણેજ મારા, શું દેખાડો મોટાઇ; તારી પાસે ઉભા રહયાસાં, બેન મારી ખતરાઇ. ૧૫ તારે દુરજોધન બોલ્યો ત્યાં, શા મન કરો સંતાપ; મારા બોલ્યાની રીસ ન કરશો, બેસો આસને આપ. ૧૬ પ્રભુ કહે કે હું જઉંછું, પણ સાંભળને રાજન; પારકે ઘેર શી ભ-

વાઇ કરવી, તું કરે છે તોફાન. ૧૭ દુરજોધન હાથ જોડી કહે છે, સાંભળો જુગજીવન; માફી માગુ મોહન મારા, તમો દેવકીજીના તન. ૧૮ સઘળી સભા સાંભળ્યાં કરે છે, કહુ કરન એ ઠીક; આડુ અવળુ બોલતોતો; બતાવી બાહુ બીક ૧૯ નીચું ઘાલી રાજા બેઠો, કેહે મામાને વચન; કરણુ ભાઇ કાંઈ કરોને, એમ બોલ્યો રાજંન. ૨૦ કરણુને શકુની બોલ્યા એવું. ચતુરભુજને રીસ ચડશે; નઠારા વચન કહ્યા વીઠલને, માટે સ્થંભે ચડવું પડશે. ૨૧ દુરજોધન કહે ત્રાસ ઉંચા,જળમાં કેમ જોવાય;કદાપીહેઠો પડુ તો મરૂં,ગાદી નવ્ય ભોગવાય.૨૨મામો કેહે એ નથીરે કપરૂ,એવું તે કેમ થાય;કન્યા જો એ ઝરૂખે બેઠી, જાણે જબક વીજળી થાય.૨૩દુરજોધન કહે મામા મારા,સાંભળો સરવથી;રૂપ અલોકીક કન્યાનું છે, ત્રીલોકમાં દીઠી નથી.૨૩સ્થંભના ઉપર હું ચડીશને, કરીશ મછવેધન; ભાગ્ય મારૂ ફરી ગયુને,એની સાથે થશે લગન.૨૪ મુજ ઘેર રત્ન કન્યા આવે,શંકને હાથ રતન;કામકાજ કંઇ કરવા નહી દઉં,જાળવું કરી જતન.૨૫કન્યાદાન વખત એનો મારો, હસ્તમેળાપ થાશે; એ સતી સાધવીના હાથનો,આ મુખ કંસાર ખાશે. ૨૬ મોહોડેથી મલકાઇ ગયો છે, ઘાંટો કાઢી કે વચન; દ્રુપતરાજા પાસે આવોને, પંચાળના રાજન. ૨૭ ત્યારે દ્રુપતરાયે વીચારીને,બોલાવ્યા ગોર ત્યાંહ; જુવો છત્રપતી કેમ બોલાવે, જાઓ સભાની માંહ. ૨૮ શાણી ગોર કહે ચાલો રાજા, આવુ તમારી સાથ; ફકર ચંતા નવ ધરસો, બેઉ ચાલ્યા ઝાલી હાથ. ૨૯ બંને જણા ત્યાં આવી ઉભા, દુરજોધનની પાસ; દુરજોધન મુખ વાણી બોલ્યો, રાય કરજો મનમાં કયાસ. ૩૦ ઉંચ કુળમાં અવતર્યો છું,સત્ય વદુ વચન; જળકુંડાળે જાઉછું હું, કરવા મચ્છવેધન. ૩૧ પુરપતી પહેલેથી કહું છું, વચન થીર કરી થાપો; મછવેધ કરૂ કન્યા વરૂ,તમે પહેરામણી શી આપો, ૩૨ ત્યારે દ્રુપતરાજા બોલ્યો, આવી હઇએ હામ; રાજા તમે સાચુ કહોછો, પહેલાં કરો એ કામ. ૩૩ તમ જોગ મનશું મળવાનું, પણ રાખો મારૂ નામ;અકેક વસ્ત્ર પહેરી નીકળીને, સૌ આપુ ઘરને ગામ. ૩૪ ગોર કહે તમે ગુણવંતા છો, આ વાત રૂદે શી ધારે; પાણી પહેલાં મોજડા શું, રાજાજી ઉતારે. ૩૫ ઘર ગામને નામ કરીને, આપુ સઘળો દામ; તમથી મારે નથી વધારે, આપુ દામ કરો કામ. ૩૬ ત્યારે દુરજોધન ત્યાં બોલ્યો, હવે જાઓ નીરધાર; ગોર દ્રુપત ગયારે ચાલી, કહેછે અંધકુમાર. ૩૭ મામા મારા બોલજ સારા, હવે શા કરવા મનસુબા; કદાપી હું હેઠો પડુ તો. તમો રહો ઝીલવાને ઉભા. ૩૮ કરણભાઇને સાથે રાખો, મરણ ન થાયે મારૂ;જળકુંડાળે ઉભા રહો જઇ,તો તો ઘણુ સારૂ.

૩૯ મને કશી હવે ફકર નથી પણ, થનાર વસ્તુ થાશે; મારા ભાગ્યની આ કન્યા છે, તે કોણ લઇને જાશે. ૪૦ નથી ડરવાનો કામ કરવાનો, જોઉં કન્યા સામુ ભાળી; મારા મનમાં કંઈ કંઇ થાયછે, જોઉ દ્રૂપતની બાળી. ૪૧ મામો કહે હું મનમાં મુંઝાઉંછુ, ભાણેજ તતપર થાઓ; વાતમાં વિલંબ ન કરવો, તમે જળકુંડાળે જાઓ. ૪૨ કરણ કહે તમે હવે ન બોલશો, ઉપરથી પડવાની વાત; હું પણ ત્યાં પાસે ઉભોછું, કાંઇક કરીને વાટ. ૪૩ કરણે કહ્યું ને હીમત આવી,લો ચાલ્યો સરવથી,પણ શકુનીમામા પેલી કન્યા,કાંઇ સામુ જોતી નથી ૯૪ કોણ જાણે એ મારી સાથે, કેવી રાખશે પ્રીત, કોકની પાસે કહેવરાવો તો, સામુ જુવે ખચીત. ૪૫ શકુની કહેછે ભાણેજ મારા, બળ્યા વીચાર તમારા; હું કન્યાના સામું જોઉંછું, મને કરે અણુસારા. ૪૬ પણ તું તારા મનમાં સમજને, મને સાનમાં સમજાવે; મામાજી તમે ઉઠાડો એમને, કયારે મચ્છવેધ કરવા આવે. ૪૭ હાવી વાતો સાંભળી હરખે, પરખે પુરણ પ્રેમ; મામા એ મારે ઘેર આવશે, મારે મારવાનો એને નેમ. ૪૮ પાસે બેસી પાન સોપારી, ખાઇ કરીશું વાત; ઘેર જઇ ભાનુમતીને કહાડું, મારીને બે લાત. ૪૯ માટે મામા તમે જુવોને, મારૂ કપાળ મારે તેજ; મામો કહે તું ભાગ્યશાળી, તું ભલો ભાણેજ. ૫૦ હમણા એને હું કહેવરાવું, પણ ગણાઇએ ગમાર; દુરજોધન કહે ઘેર આવે તો, સારા ધરાવુ શણગાર. ૫૧ એમ કહીને ઉઠી ચાલ્યો, રાજા દુરજોધન; હજુ સુધી સામુ નથી જોતી, ચંતા રાયને મન. પર પછે ધીમે ધીમે આવ્યો ચાલી, સ્થંભની પાસે જાય; અટારી ઉપર સતી બેઠા છે, દાસીઓ બોલી ત્યાંય. ૫૩ અરે બાઇ હવે તમે જુવોને, ઉઠયા છત્રપતી; એ મોહોટા રાજાજી આવ્યા, સાચુ કહુ સરવથી. ૫૪ ત્યારે સતી સાધવી બોલી ઉઠયા, સાંભળોને નીરધાર; બાઈ તમે કહો તે સાચુ,એને બહુ હંકાર.૫૫ માટે મને એને જોઇને, ઘણો આવે છે ક્રોધ; ચોરાશીહજાર દેશના, એ છે જબરા જોધ. ૫૬ હું મારા મનમાં સઉ સમજુ, વાત ન રાખુ છાની; એનુ પારખુ હું જાણુંછું, એ છે બહુ અભીમાની. ૫૭ ત્યારે સઉ સખીયો ત્યાં બોલી, થશે તેજ થવાનું; કદાપી એ કામ કરશે તો, એને ઘેર જવાનું. ૫૮ દાશીયો કહેછે કહુ ખરૂ,તમે સત્ય વદ્યા વચન; એમ વાતો કરે એટલે, જળકુંડાળે રાજન. ૫૯ ॥ વલણ ॥ આવી ઉભો જળકુંડાળે, છત્રપતી જે રાય; આડાઅવળી જોયા કરેછે, વીચારે મનમાંહ્ય.

# કડવા ૧૭ રાગ સામેરી

વૈશંપાયે રૂશી એણીપેર બોલ્યા,સાંભળને તું રાય; ત્યારપછી શું નીપન્યુ, કહુ વીસ્તારી મહીમાય.૧ સઉ સભા ત્યાં જોયા કરેછે,જળકુંડાળે રાજન;કન્યા સામી દ્રષ્ટી કરીછે,મોહ પામ્યો જોઇ મન.૨ ત્યારે રાજા માત્ર વીચાર કીધો,હવે શો કરશુ ઉપાય; વારાફરતી કરો પ્રાર્થના,પ્રભુ પ્રસન થાય.૩ ત્યારે સઉ ધ્યાન ધરીને બેઠા,વીઠલ વાહારે ચડજો;આ અકરમી ઉઠયો સભામાં,વહેલો હેઠો પડજો.૩ સલ્લ જરાસંધને શીશુપાળ, તે કહે દંતવક્ર ત્યાંહ; આ અધરમી હેઠો પડજો, હાથમાં આવે કાંય. ૫ એમ વારા ફરતી સરવે રાજા બોલે વાત; ભ્રંમ સભામાં ભીમ બોલ્યો, સાંભળો મારા ભ્રાત. ૬ ધર્મ ધોરીધર ભાઇ જુવાને, અકરમી એ ઉભો; બની ઠણીને એ આવ્યો છે, જાણે મોટો સુબો. ૭ ભીમ કહે છે ભગવાનને, વારે વિઠલ ચડજો; એ અભીમાની ઉપર ચડે તો, જળકુંડાળે પડજો. ધર્મ કહે ભાઇ એ શું બોલ્યો, હૈયામાં હરખાઇ; ભલો ભુંડો પણ આપણા ઘરમાં, એ છે આપણો ભાઇ. ૯ એ કરશે તો આપણા કુળને, નહી કેહેવાય અન્યા, સઉ સભામાં નામ વધારી,ઘેર લાવશે કન્યા ૧૦ ત્યારે ભીમનેખોટું લાગ્યું, એવું તે કેમ થાય; આપણા કરમની કન્યા, એ કયાં લઇ જાય. ૧૧ માટે મેં સમજીને કહ્યું છે, વેહેલો ઉપર ચડજો; દાઝ રાખી દળમાં કહુ છું, એ દુરજોધન પડજો. ૧૨ ધર્મ કહે તું એવું કહે છે, શું સમજીને મન; ભાઈ આપણો હેઠો પડે તો, આપણને લાછંન, ૧૩ સમજાવીને છાનો રાખ્યો,બેઠો જઇને સ્વચ્છ; વસ્ત્ર શણગાર ઉતારીને, ભલો ભીડાવ્યો કચ્છ. ૧૪ પગમાં સોનાનો છે તોડો, અંબોડો વાળી જાય. સઉ રાજા કરે ચેષ્ટાળી ત્યાં, કોઇથી નવ બોલાય. ૧૧ ૧૫ ફકડ અકડ થઇરે ઉભો, હૈયે હરખ લાવે. પાન બીડાં પ્રેમે ચાવ્યા, મુંછો વાંકી ચડાવે. ૧૬ પટકો લટકો કરીને બાંધ્યો, કેડ કસીને બાંધે; ધનુષ બાણુ હાથમાં હતાં તે, ભેરવી દીધાં ખાંધે. ૧૭ કન્યાના એ સામું જુવે છે, કરે આંખોના અણુસારા ; હઇયામાં એ નથી સમજતો, સા ક્ષત્રીના ધારા ૧૮ આખી સભા જોયા કરે છે, વિચારે સરવથી; સભાથી ઉઠી આવ્યો પણ, આજ્ઞા માગતો નથી. ૧૯ કોઇને વાત એવી નથી ગમતી, ઉભો હરખ પામી; રાજાના સામું જોતો નથી, નજર કંન્યા સામી. ૨૦ પાટીયા ઉપર પ્રેમે ચાલ્યો, હઇએ ઘાલી હામ; પાટીયું અનુચરે ખેંચી લીધું, કરી સ્થંભને સલામ. ૨૧ પછે પાપીએ ચડવા માટે, વિચારૂ હલ સાથ; મચ્છવેધના થાંભલાને,ભલી ભીડાવી બાથ. ૨-

ધીમે ધીમે ચડતાં ચડતાં, નિચારૂ સાવચોટ; પેલી રૂપાળી કન્યા પરણું; એમ કહી મેલી દોટ. ૨૩ દુરજોધન બહુ દોટ મેલી, ચડતો સુર સપાટે; ઝાઝી જુક્તિ મુક્તિ કરતો, ચાલ્યો જોર ઝપાટે. ૨૪ રાજા સહુ વિસ્મય પામે છે. નથી કરતા કોઈ સોર; જોર જણાવી મનથી ચડતો, જેમ પતંગ માગે દોર. ૨૫ બહુ બહુ બળથી ફાળ ભરે છે,શરીરે નવ કાંપે; ચૈકડા મારીને ચડતા,હનમાન જેવા ટાંપે ૨૬ જેમ સપાટે વાયુ વાયે,તેમ એ ચાલ્યો જાયે;રાજા કહે હાનું કાય ન ચ ડીયું, વિસ્મય સઘળા થાય. ૨૭ આપણે એની કરી મસ્કરી, મનમાં લાવી ખેદ; મચ્છવેધ કરશે કન્યા વરશે, એનુ ભાગ્ય મોટું ૨૮ એના ભાગ્યમાં એ છે કન્યા, ખોટું નહી લવલેશ; જુઓ હજી ઝપાટે ચડે છે, છુટા થઇ ગયા કેશ ૨૯ નિશ્ચેય એ વરવાનો કન્યા, સઊ બોલે જેમ ફાવે; અભીમાને છલકાઇ ગયો છે. છ ગાઉ સુધી આવે. ૩૦ જુઓ જુઓને ભાઈઓ સઘળાં, આપણે માન ખોયું; સભામાં સામળીયો બેઠો, તેને સામું જોયું. ૩૧ અંતર જામીએ એવું જાણ્યું એ તો નિ. વરશે;ભગત મારા પાછા જાશે, મારૂં બોલ્યું ફરશે. ૩૨ ઉલટ આણી મનમાં જાણી, કામ કૃષ્ણે એ કીધું; જ્યારે ઉંચે ચડી ગયો, ત્યારે બળ હરીને લીધું. ૩૩ એમ સભામાં ભીમ બોલ્યો, ધર્મે કહ્યું સહુ શાંખ્યુ; શરમ હવે શાની રાખું, દરીયામાં સ્થંભ નાખું. ૩૪ હું ઘણા દિવસથી ગભરાયો છું, નવ બોલશો કંઇ ફેર; આપણને એને બહુ દુખ દીધું, આજ વાળુ એનું વેર ૩૫ ત્યારે ધર્મ ધોરંધર બોલ્યા, એવું તે કેમ થાય; એને મારવાની વાત કરે છે, બાંધવ એ કહેવાય. ૩૬ ભીમ કહે છે ભાઇ લાગ આવ્યો, તતપર વેહેલો થાઉં; થાંભલો દરીયામાં નાખી, કન્યા ઘેર લઇ જાઉં. ૩૭ ધર્મ કહે તને મારા સમ છે, હવે ન બોલશો કાંઇ; સારો નરનો એ કહેવાતો, ભલોરે ભુંડો ભાઈ. ૩૮ ભીમ કહે સત્યપત્ય રાખો છો, તમ પ્રતે નવ ચાલ્યું; ધર્મ શર્મને કર્મ ગણો છો, તેનું આ ઘર ઘાલ્યું. ૩૯ એમ કહીને બેશી રહ્યા, સ્થંભ ઉપર શું થાય; જીવ અકળાયો દુરજોધનનો, બાઝયો સ્થંભને ત્યાંય. ૪૦ ઉપરથી બહુ ઘાંટા કાહાડે, ધરે મનમાં સંતાપ; ભોગ લાગ્યા હું તો આવ્યો, ઓરે મારા બાપ. ૪૧ જીવ જવાનો નીશ્ચે મારો, ઓ મામા બોલ સેહેજો; હું હેઠો જો હવે પડુ તો, મુજને ઝીલી લેજો. ૪૨ હામ કામ કરવાની નથી,શો કરવો ઉપાય; ફેર ચડવા માંડયા અતીશે, જીવ મારો ગભરાય.૪૩એમ ઉપર બહુ અકળાયો,પુરણ મળી ૫ પાપ; ચીસો રીસો કરીને કહેછે, સાંભળે એનો બાપ. ૪૪ અરે દૈવ તેં આ

શું કીધું, ખાલી કરી ઉપાદી, રાજપાટ મારૂ રોળાશે,કોણ ભોગવશે ગાદી.૪૫ તેજ સ્વરૂપ એ કન્યાનું જાણી, બુદ્ધી મારી બગડી; સતી તું સગડીના જેવી, સઉને નાખ્યા રગડી. ૪૬ જીવતાં રહેવાની નથીરે આશા, કોણ કરે અહી મુજ સાય; તારી સાથે બળ્યું પરણવું, ઓરે મારી માય. ૪૭ ઉંચુ નીચું નથી જોતું, શરીર થર થર ફરૂજે; અવની આભજ એક દીઠું,લીલાં પીળાં સુજે.૪૮ પરસેવો બહુ થવા માંડયો, દેહ દુખી બહુ થાય; રૂવાટાં બહુ ઉભા થયા, જાણે જીવડો જાય. ૪૯ જીવ એનો ફરવા લાગ્યો, ઉલટી એને થઈ; આંખે અંધકાર થયો છે, શુદ્ધબુદ્ધ નવ રહી. ૫૦ જેવા પહેલાં એણાં માર્યા, તેવા બોલ ન સાંખ્યો; તેવો પ્રભુએ ઉંધો કરીને, જાળકુંડાળે નાંખ્યો. ૫૧ પથ્થરની ધાર પેશી ગઈ, કપાળ એનુ ફુટયું; ઉંચેથી હેઠો આવ્યોને, રૂધીર ઝાઝું છુટયું.૫૨ પાણીનો હેલકારો વાગ્યો, ઉપર આવ્યો જ્યારે;સેવકો સપાટે આવી,તાણી કાહાડયો ત્યારે. ૫૩ ઉંધે માથે હલાવીને, પાણી કહાડયુ બહાર; સરવે સામુ જોવા માંડયું, જાણે જીવ નથી લગાર. ૫૪ સભા સરવે હશી પડી છે, કરે શેવક ઝાપટ; ગોર મોણી પાસે આવી, લીધો માથેથી મુગટ.૫૫ શકુનીમામા સામા આવ્યા, બોલ સઉએ કીધા; રૂ બાળીને ચોવીને, એને પાટા બાંધી દીધા. ૫૬ નારદજી ત્યાં નાઠા આવ્યા, લાવ્યા સઉ શણગાર; પંચીયુ પોતે પહેરાવ્યું,ક્ષણ ન લાગી વાર. ૫૭ કાનટંગી ટોપી ઘાલી, કર્યા પહેરતાં ચાળા; કપાળમાં ટીલું તાનીને, હાથમાં આપી આળા. ૫૮ કાષ્ટ આસન પાસે લાવ્યા, સૌ ઉઠ્યા સાજન; ભલે પધાર્યા ભલે પધાર્યા, ઓરે દુરજોધન ૫૯ મછબેધ કરીયા, કન્યા વરીયા, ઉપર ઝટપટ ચડીયા; વાર તમને લાગી નહીને, વહેલા હેઠા પડીયા. ૬૦ પીઠી ચોળી શ્રીફળ લીધુંતું, કોનું જોઈતું એહ; અમે જાણીયે તમારા માટે, આપ્યું હશે કોઈ. ૬૧ મોણીગોરને કહેછે રાજા, સાંભળો સરવથી; સઉ રાજાના જેવો જાણો, હું બેસવાનો નથી ૬૨ વીચાર રાખીને બોલજો, કહુ તે આ કામ;ગોર કહે બહુ સારૂ કર્યું, બોળ્યું બાપનું નામ. ૬૩ પરણવાને પ્રેમે આવ્યાતા,પીઠી તમે ચોળી; પીઠી ઠેકાણે રાખ ચોળી, મારે હઈયે બળે છે હોળી. ૬૪ પહેલાં છકમાં છકી ગયાતા, નવ કર્યો કાંઈ વીચાર; હવે સરવે જાણી ગયાને, આ અંધના કુમાર. ૬૫ મામા કહે ભાણેજ ન બોલો, શીદ ચંતામાં પેઠા; જાણે આપણા મહેલમાં, ઉઘાડે માથે બેઠા.૬૬ દુરજોધન કહે મામા મારા, નથી માપ મેં ખોયું; પહેલાં આ ચાર પડયા હતાતો,મેં શાનું નીચું જોયુ.૬૭ સઉની વચમાં આવી બેઠા, રાજા દુરજોધન; જરાસંધ કહે ગાળો દીધી, આ આંધળાના તન-

શલ્યરાજા બોલ્યો સપાટે, વાત ધ્યાનમાં ધરજે; તારી માને બે પરણ્યા તેમ, તું ઘેર જઇને વરજે. ૬૯ દુરજોધન કહે તમે બોલોને, નથી કર્યા મેં અન્યા; તમારા કપાળમાં ડામ દેશે, પરણીશ રૂપાળી કન્યા. ૭૦ માંહોમાંહી લડયા કરેછે, સાંભળે સઉ રાજન; દ્રોણીગોરે આવીને, કરીયુ સમાધાન. ૭૧ દ્રુપદરાયે રોવા માંડયું, હવે વલે શી થાશે; આશા મારી પુરી થઇ નહી, કન્યા કુંવારી રહી જાશે ૭૨ આમ સભામાં ભીમ બોલ્યો, મોટા ભાઇ તમે ભાળ્યું; છેવટ હંકારી હેઠો પડયો ને, કર્યું મોહોડું કાળું. ૭૩ મુવા તમારા એ ભાઈ આવ્યા, સત્ય કહુ આ ઠામ; આંધળાના દીકરાએ, બોળ્યું બાપનું નામ. ૭૪ આપણા કુળમાં અંગારો એ, હાલુ કદી ના થાય; બીજા રાયને હાલુ થાય તો, પડેરે કુવા માંહ. ૭૫ વળાણુ. કુળમાં એણે કલંક લગાડ્યુ, હાલુ તે કેમ થાય; શું સમજી એણે પીઠી ચોળી, આવ્યો સભાની માંહ.

## કડવુ ૧૮ મું રાગ અહોરાયજીનો.

હવે વૈશંપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું, મચ્છવેધન મહીમાય. અહો રાયજી સુણીયે. કોય સભામાં થયુ ન ઉભુ, દ્રુપતને થઇ ચંતાય; આંખમાં આંસુ લાવીને, ગયો ઘરની માંહ. અહો૦ પોતાના મનમાં થયો ઉદાશી, કામ કેવુ કીધુ; એક રૂપાના પ્યાલામાં, એણે વીશ ઘોળી લીધું. અહો૦ ૨ એટલામાં ત્યાં દ્રોણીગોરજ, આવી પોચ્યા ત્યાંય; નારદજી પણ પાસે ગયા, રાય આ તે શું કહેવાય. અહો૦ ૩ આમ એકદમ કામ ન કરવું, એથી જીવજ જાશે; સભામાં જઇને મેણાં મારો, કોક ઉભો થાશે. અહો૦ ૪ નારદ દ્રોણીએ હાથ ઝાલ્યો, સભામાં લઇ જાય; કહે રાજા તે હવે શું કરવું, જીવ મારો જાય. અહો૦ ૫ સૌ રાજા કહે ધીરજ રાખો, હાલુ તે ન થાય; હજુ જાદવને કહેવાનું છે, વળી બેઠી બ્રહ્મ સભાય. અહો૦ ૬ આગળ કામ આવા થયા છે, ધીરજ રાખો મન; સૌ રાજાના સાંભળતાં, દ્રુપત બોલ્યો વચન. અહો૦ ૭ ક્ષત્રીનંદન આવ્યા ઇચ્છાએ, વાત મનમાં ધારી; હવે રે શો ઉપાય કરવો, કન્યા રહી કુંવારી. અહો૦ ૮ પુન્યદાન મેં ઘણાં કર્યા છે, હઇયે બળેછે હોળી; બનીઠણીને રાજાઓ સૌ, આવ્યા પીઠી ચોળી. અહો૦ ૯ એકવીસ વાર નક્ષત્રી કીધી, ફરશરામે ધરતી; રાજપુત્ર કોઇ રહ્યું નહીને, દશારે મારી પડતી. અહો૦ ૧૦ નામ બોળી સરવે બેઠા, મન કરે મનસુબો; વચન રાયનાં આવાં સાંભળી, કરણ થયો છે ઉભો. અહો૦ ૧૧ ઉભો રહેરે દ્રુપતરાજા, હાલું કેમ

બોલાય; ગંગાજીના દીકરા તે, બેઠા સભાની માંહ. અહો૦ ૧૨ તેની તુજને શરમ નથી ને, થયો ધર્મ તુજ ભ્રષ્ટ; તે માટે તારી કન્યા કુમારી રહી,તું પામે છે કષ્ટ. અહો૦ ૧૩ તે માટે ફકર ચંતા નવ કરશો, વાણી તું થીર થાપે;મછવેધ કરવા હું જાઉછું, મને પહેરામણી શી આપે. અહો૦ ૧૪ ત્યારે દ્રુપતરાજા બોલ્યો, કષ્ટ સઘળા કાપુ;મુજને કાંઇ જે મળે તે,તમ લાયક હું આપું.અહો૦ ૧૫ આમ વાત કરીને એતો ચાલ્યો, પડયો દુરજોધનને વેહેમ; દુરજોધન કહે મામા મારા, હવે થવાનું કેમ. અહો૦ ૧૬ આતો કરણભાઇ ઉઠયો, મારા કરમ ની કન્યા; પીઠી ચોળી જાન લઇ આવ્યો, થવારે બેઠો અન્યા. અહો૦ ૧૭ કરણરાયને પાસે બોલાવ્યો, હું કરવા જાઉ કાજ; જાન સાથે પાસે આવ્યા,તેથી જાય આપણી લાજ. અહો૦ ૧૮ દુરજોધન કહ સાચુ કહોછો, જોઉ કોણ પરણે નારી; મામાને પાસે બોલાવ્યો, આ વાત નથી કાંઈ સારી. અહો૦ ૧૯ કરણરાયને કહેવા માંડયું, બોલ્યો દુરજોધન; કામ કરવા જાઓ તમે તો,પાળો મારૂ વચન. અહો૦ ૨૦ મચ્છવેધન જો તમે કરો તો, વાત માહરી વરણુ; જાન લેઇને હું આવ્યો માટે, એ કન્યાને હું પરણુ. અહો૦ ૨૧ કરણ કહે મારે નથી વરવી,કામ કરવા જઈએ અમો;હેઠે હું ઉતરીશ કરીને, કન્યા પરણજો તમો. અહો૦ ૨૨ એમ બોલી વચન આપ્યું, કરણ રાજા જાય;સ્થંભની પાસે ચાલી આવ્યો, વીચારયું મનમાંહ. અહો૦ ૨૩ દુરજોધન મામાને કેછે, એ કન્યા કયાં જાશે; લોકો મશ્કરી કરશે માહારી, પણ કન્યા આપણી થાશે. અહો૦ ૨૪ શકુની સપાટે બોલ્યા, ભાણેજ તારા કરમની; કરણ કામ કરી પરણાવે તમને, એતો વાત શરમની,. અહો૦ ૨૬ છત્રપતી છળકાઇ ગયો છે, હજ ન કરશો વાર; દુત રાજાને ખબર આપો, કરે સામગ્રી તઇઆર. અહો૦ ૨૭ પછે જળ કુંડાળે ચડીયો રાજા, કામ સપાટે કીધુ; પાટીયા ઉપર ચડી ગયો કે, પાટીયું તાણી લીધુ. અહો૦ ૨૮ બાહાદુરે બાથ ભરાવી સ્થંભે, ચડવા માંડયું સાવચેટ; કરણ કામ કરવા નાઠો, મેલી દોટા ઉપર દોટ. અહો૦ ૨૯ થોડીવારમાં ચાલી આવ્યો, ત્રાસ દાંડી પાસ; હીમત ઘાલી ઉભો રહોછે, ખાવા માંડયો શ્વાસ. ૩૦ છત્રપતી કહે મામા મારા, હવે ચંતા બેઠી હેઠી; ત્રાસ સુધી જઇ પહોચ્યો એ, કન્યા આપણા ઘરમાં પેઠી. અહો૦ ૩૧ મામા કહે હમણા નવ બોલો, વાત ન કરશો ફેર; કામ કરયા પછી વાત સહુની, આપણે થવાના શેર.અહો૦ ૩૨ સ્થંભે ઉભો તે સહુ જુવે છે, દેખીને હરખ થાય; હવે મચ્છવેધન કરશે, ચતરભુજને થઇ ચંતાય. અહો૦ ૩૩ એતો મારો પરમ ભક્ત છે, એને તે કેમ

પાડું; ગમે તેવો પરપંચ કરીને, હેઠો હું ઉતારૂં. અહો૦ ૩૪ દુષ્ટ દુરજોધન એ કન્યા લે, મુજથી નવ્ય ખમાય; નારદ રૂશીને તેડાવ્યા છે, પછે કરયો ઉપાય. ૩૫ નારદજી આવીને ઉભા, સામળીએ કીધી સાન; નારદજી સમજી ગયા, સમજાવું રાજન. અહો૦ ૩૬ ભકત મારા પાછા જાય તો, આબરૂ મારી જાય, ઘણા દહાડાથી દુખ ભોગવે, કયારે પ્રગટ થાય. અહો૦ ૩૭ એમ જાણી નારદ નાઠા, કહ્યુ ક્રશ્નને સારૂં; હમણાં હું હઠથી જઇને, એને હેઠો ઉતારૂં. અહો૦ ૩૮ એમ જુકતી મુકત જાદવ કરતાં, નારદ તતપર થયા; સતી સાધવી બેઠી અટારી, તેની પાસે ગયા. અહો૦ ૩૯ ॥ વલણ ॥ નારદ આવ્યા સતી પાસે, આપ્યું છે આસન; કોહો માહારાજ કેમ પધારયા, નારદ બોલ્યા વચનરે. ૪૦

## કડવા ૧૯ રાગ ધનાસરીની સાખીનો.

વૈશંપાયે એણીપેર બોલ્યા, સાંભળને તું રાય; વીસ્તારી તુજને સંભળાવું, મછવેધન મહીમાય. ૧ આસન ઉપર નારદ બેઠા, અતી ધરી ઉચાટ; માથુ ધુણાવી શીશ પછાડી, બે હાથ દીધા લેલાટ. ૨ આંખો મધ્યે આંસુ આવ્યા, ઉતરી ગયું છે સુખ; સતી સાધવીએ પુછયું ત્યારે, શું છે દારૂણ દુખ. ૩ આજ હરખનો દીવસ માહારે, તમો કેમ ઉદાશી; મારા સોગન ખવરાવી પુછુ, કેમ નારદ નીરાશી. ૪ નારદ કહે તમે શું પુછોછો, વાત કરો વીચારી; કશી મને ચંતા નથીને, થઇ ઉદાશી તમ રી. ૫ સતી સાધવી બોલી ઉઠયા, ધરશો નહી દુખ; અતંરપટ અહીં ન રાખશો, કહોને મારે મુખ. ૬ ત્યારે નારદ બોલીયા છે, સાંભળો સાચી વાત; દાશીઓને પુછી જુઓ, આ ચડયો એની કોણ માત. ૭ માબાપ જેના નથી જણાતા, માટે થયો ઉદાશ; દાશીના દીકરાને પરણશો, માટે આવ્યો તમારી પાસ. ૮ ક્ષત્રાણીને આવું ના થાયે, વરતાય હાહાકાર; રાજવંશીનો નથી દીકરો, કહુંછુ સમાચાર. ૯ વાતો લોકોએ કરવા માંડી અવળાં પાણી જાય; દાશી કેરા દીકરાને, ક્ષત્રાણીથી ન વરાય. ૧૦ એવી વાતો થાય સભામાં, કાળજુ મારૂ બળીયુ; સમાચાર સાંભળી કહા મેં, આતો વાંકુ વળીયું. ૧૧ બીજો પુરૂષ મળે નહીતો, અફીણ ખાઇને મરજે; પણ એને હેઠો ઉતારી, પછી બીજાને વરજે. ૧૨ અરેરે તમે આ શું બોલ્યા, તેડાવુ રાજન; હમણા એને ઉતારૂછું, ન પરણુ દાશી તન. ૧૩ એમ જાણીને ઉઠાડી દાશી, મોકલી બે ચાર; શંખનાદ કરી જાહેર કરોને, નહી પરણે એ નાર. ૧૪ સમા-

ચાર ત્યાં સઘળા આપી, ઉઠયા તેને ઠામ; નારદ કહે હું જાઉછું બાઇ, નવ લેશો મુજ નામ. ૧૫ ચાર દાશીઓ ચાલી આવી, વીચાર મનમાં કીધો;શંખનાદ સંપાટે વગાડી, દાશીએ ઉતર દીધો. ૧૬ કરણરાય તમે હેઠા ઉતરો, કરો મછવેધન સરવથી; તમે છો દાશીના દીકરા,એ પરણવાની નથી.૧૭ રાજપુત્રી નહી પરણે એ, કહાવ્યુ થઇ ઉદાશી; દાસીના છો દીકરા ને,જાત તમારી રાશી ૧૮ માટે વેહેલા ઉતરો હેઠા, નવે કરશો કાંઇ કામ; પહેલાંથી તમને ખબર આપી, આ સાંભળે તમામ. ૧૯ શંખનાદ ત્યાં સાંભળીયો છે, કરણરાયે કાન; અપમાન મારૂ થયું સભામાં, ગઇ શુધને સાન. ૨૦ ઉપર ચડયા છો કામ કરશો, પણ કહુ સરવથી; મછવેધન તમે કરશો તો, કન્યા પરણવાની નથી. ૨૧ સભા સઘળીમાં વાતો ચાલે, કરણ ક્રોધે ભરીયો;આબરૂ ઇજત લીધી મહારી, તરત હેઠો ઉતરીયો. ૨૨ દાશી નાઠી શંખ વગાડી, ગઇ મહેલની માંહ; કરણ રાજા ઉતરી આવ્યો, ઉતરી ગયુ મુખ ત્યાંહ. ૨૩ છત્રપતીકહે બાંધવ માહારા, હવેરે બગડયું કાજ; આ કન્યા મહા કામણગારી, લીધી તમારી લાજ. ૨૪ કહે કરણ હું જોયા કરશું, એ કામ કોણ કરે છે; કોની જનેતાએ સુંઠ ખાધી, એ કન્યા કોણ વરે છે. ૨૫ ઉથલપાથલ કરી નાંખુ, રીસ ઝાઝી મન લાવું;થનાર હશે તે થવારે દઉ, એ કન્યા તને પરણાવુ. ૨૬ તું વીચાર કરજે, કન્યા વરજે, સાંભળ વાતજ મારી; શકુની કહેછે ભાણેજ મારા, હવે એ કન્યા થઇ તારી. ૨૭ કારણભાઇનું મરણ થાય પણ, વીચારે સરવથી; કોની માયે કોણ જણ્યો છે, એ લેવા દેવાનો નથી. ૨૮ કહે શકુની નીશ્ચે માનજે, પડે દુરજોધનને વેમ; કોય રાજા મછવેધ કરી વરશે, ત્યારે કરીશુ કેમ. ૨૯ કરણ કહે ભાઇ એ શું બોલ્યા, મને ઝાઝુ આવે ઝેર; મછવેધ કરી હેઠો ઉતરતાં, એને મારી નાખુ ઠેર. ૩૦ એ કન્યા કોઇને નથી લેવાનો. હવે એક ઉપાય; મારા દેખતાં આ સભામાં, કોણજ લેઇને જાય. ૩૧ દુરજોધન કહે બાંધવ મારા, ચંતા સઉ હેઠી બેઠી; હવે હઇયામાં નીરાંત વળીને, એ આપણા ઘરમાં પેઠી. ૩૨ ત્યારે સભારે સઘળી જોયા કરેછે, કોઈ ઉભુ નવ થાય;દ્રુપતની આંખમાં પાણી આવ્યા, હવે વલે શી થાય. ૩૩ પરણતાં પહેલું પાપ આવ્યું, વીચારે અંતઃકરણ; કોઇ રાજા મછવેધ કરે તો, કરણરાય કરશે હરણ. ૩૪ એ મારી નજરે નહી જોવાયે, હવે મારે તે શું કરવું;થોડીવાર જોવાને ઉભો,જુવેછે ચારે પાસ, પણ રાજા કોઇ ઉઠો નહીતે, પડીયો પુરણ ત્રાસ. ૩૬ નીરાશ થઇ પાછા ફર્યા છે, ગયારે ઘરમાં જ્યારે; બ્રાણીગોર પાછળથી તે, જઇ ચડયા છે ત્યારે. ૩૭

શાહસ કામ તમે કરશો નહીને, કાંઈક થશે ઉપાય; છપનકોટી જાદવ બેઠા, શ્રી હરી કરશે સાહ્ય. ૩૮ ॥ વળગુ ॥ શ્રીહરી સાહ્ય કરશે આપણી, નવ ધરશો અંતાય; જાદવસભામાં બોલીયા, બલીભદ્ર જે રાય.

## કડવું ૨૦ મું રાગ આશાવરીનો.

વૈશંપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને સંભળાવું, મછવેધન મહીમાય. બળીભદ્ર કહે સાંભળો બાંધવ, કહુછું પુરૂશ પુરાણી; દ્રુપતરાયે સ્વયંવર રચ્યો તે, થઇ ગયો ધુળધાણી;. ૨ આખર વખત એની આવી, માટે તતબર થાઉં; દયા એની મુજને આવી, મચ્છવેદ કરવા હું જાઉં. ૩ કૃશ્ન કહે ભાઇ એ શું બોલ્યા, એનહોય આપણો ધર્મ; હું નાનો બેશી રહયોછુ, નથી આવતી શર્મ. ૪ ત્યારે બલીભદ્ર કરે સાંભળ ભાઇ, કહુછું સાચુ વચન; આ વખત અહી નથી આવ્યા, કુંતા ફોઇના તન. ૫ કૃશ્ન કહે એ સાચુ કોહોછો, વાણી થીર કરી થાઓ; કદી કુન્તા ફોઇનો તન દેખાડયું, તો તમે શું આપો. ૬ ત્યારે બાહાદુર બલીભદ્ર બોલ્યા, કષ્ટજ એનું કાપુ; જો અહી અરજુન આવ્યો હોય તો, આ દેહનું સારથક આપુ. ૭ એવું સાંભળી તે ઠેકાણે, બોલ્યા જુગજીવન; સાચા દલે કહેતા હોતો, આપો મને વચન. ૮ વચન ત્યાં વિઠલે લીધું, ઉઠયા સભાની માંહ; વિઠલ મન વ્યાકુલ થઇને, રાજ સભામાં જાય. ૯ ભકતને માટે ભુદરજી તો, ઘણા થયા ઉદાસ; ચારે સતીઓ બેઠા છે, આવ્યા તેમની પાસ. ૧૦ ભિષ્મ વિદુરને દ્રોણ બેઠા, વળી કૃપાચાર્ય જે મુન્ય; હસતે મોહોડે ત્યાં આવીને, બોલ્યા જુગજીવન. ૧૧ ગંગાજીના દીકરા કહે છે, સાંભળો પુરૂષ પુરાણી; દ્રુપતનું આ ખરચેલું તે, થઇ ગયું ધુળધાણી. ૧૨ દુર્યોધન હેઠો પડયોને, સાંભળો સુંદીર શામ; અત્યારે પાંડુ પુત્ર હોય તો, નવ જવા દે નામ. ૧૩ આ કુળમાં અંગારો રહયો, હુ શો કરૂં ઉપાય; ચારે સતીઓની સાથે ત્યાં, બોલ્યા જાદવરાય. ૧૪ વિખાણ કીધા પાંડુ પુત્રનાં, તમે તેનું કષ્ટ કાપો; અહીં અગાડી એક બતાવું તો, તમે શું આપો. ૧૫ ત્યારે સતીઓ બોલી ઉઠયા, પાંડવ ઓળખી લઇએ; અમારી દેહના સુકૃત હોય તે, એમને આપી દઇએ. ૧૬ વિઠલ કહે છે વચન આપો, ત્યારે આપ્યાં છે વચન; વચન લેઇને વિઠલ હસીયા, પોતે જુગજીવન. ૧૭ ગંગાના દીકરાને ખોટું લાગ્યું, સામળીઆ હસ્યા શાથી; ભગવાન કહે તમે વચન આપ્યાં, તે અહીં હોય કયાંથી. ૧૮ છેલ છબીલે અમને છેતર્યા, કસ-

હયા દામોદર દેવ; જ્યાંને ત્યાં તમને હસવાની, ઘણી પડી છે ટેવ. ૧૯ એવું કહીને ઉઠી ચાલ્યા, સ્વામી શ્રીગોપાળ; પુરશોતમે કરી પ્રેરણા, બાંધી પાણી પહેલી પાળ. ૨૦ વીશનો પ્યાલો દેખીને ત્યાં, દામોદર દુખ લાવ્યા; એટલામાં ત્યાં તરત ચાલી, વેદમ વ્યાસજી આવ્યા. ૨૧ દ્રુપદને શીખામણ દીધી, હઇઓ રાખો હામ; આગળ આવા સ્વયંવરમાં, ઘણા થયા છે કામ. ૨૨ માટે રાજ સભામાં મેહેણા દોને, કોઇ ઉઠશે રાજન; મેહેણા દેતા નવ્ય ઉઠે તો; જ્યાં છે મુનીજન. ૨૩ દ્રુપત કહે એ કોહોછો સાચુ, મારે હઇયે વાસની પુળી; તમે મુજને સ્થંભ બતાવ્યો, તે સ્વર્ગની છે સુળી. ૨૪ સઉ ઉપર ચડે છે હેઠે પડે છે, કોયથી કામ ન થાય; ઘણા ચડયા તે હેઠા પડયા છે, તેથી થઇ ચંતાય. ૨૫ ત્યારે વેદમ વ્યાસ વાણી બોલ્યા, સાંભળને સરવથી; એ પડેલા ને હું સમજુછુ, એમાં વરે એવો કોઇ નથી. ૨૬ શ્રી કરશન સઘળું જાણેછે, તે કહે તેમ તતબર થાઓ; રાજસભામાં કહ્યા પછીથી, બ્રહ્મસભામાં જાઓ. ૨૭ આગળ એવાં બ્રહ્મસભાથી, ઘણા થયાં છે કામ; રાજાને મેહેણા મારીને,જાયો બ્રહ્મસભાને ઠામ ૨૮ત્યાં જઇને હેવુ કહેજો,સત્યજ કહુછું આપ; જાત છુપાવી બેશી રહે, તેને બ્રહ્મહત્યાનું પાપ. ૨૦ હેવાં વચન રૂશીસભામાં, કહેજો તમે રાજન; તમારી સાથે દ્રોણીગોરને, રાખજો જુગજીવન. ૩૦ વીશનો પ્યાલો રાખો હાથમાં,રોતાં રોતાં રહેજો;શઉ રાજાને શભાની મધે, જેમ કહેવાય તેમ કહેજો. ૩૨ તેમ કરતાં કોય ન ઉઠે તો, જજો બ્રહ્મસભાય; તારી પુત્રી પ્રેમે પરણશે, તું નવ કરીશ ચંતાય. ૩૨ શ્રી હરી તારી શાહ્યમાં રહેશે, રોઇશ નહી રાજન; વાણી વેદમવ્યાશ કહીને, થયારે અંતરધાન. ૩૩ ॥ વળણ ॥ દ્રુપતરાજા ચાલીયો, યાદવસભાની માંહ; દ્રોણીક ગોરને સાથે લીધા, વચન બોલ્યો રાયરે.

## કડવું ૨૧ મું રાગ ઝુલણાની ચાલ.

કોઇ ઉઠો ઉઠો રાય, મછા વેંધી વરો કન્યાય; મછા વેંધી વરો કન્યાય, રાજા દ્રુપત લાગે પાય. ૧ જાદવની સભામાં આવ્યા, દ્રુપત જે રાજન; હાથજોડી ને જાદવ સઉને, કહે વીનેકથી વચન. હાંરે. ૨ શ્રી કરશનને જાદવ સઘળા, દેખી કરે પરીતાપ; પુન્ય દાન રાયે ઘણાં કરયાં પણ, આ શો થયો સંતાપ. હાંરે૦ ૩ ઓ માહારાજા ગુણ છેઝાઝા, શો કરવો ઉપાય; કન્યા માહારીરે રે કુંવારી તો, જીવ માહારો જાય. હાંરે૦૪ બલીભદ્ર કહે શ્રીકરશનને,તમેરે તતબર થાઓ; એ રાજાની જોડે તમે, પાછા રાજ સભામાં જાઓ. હાંરે૦ ૫ દ્રોણી દ્રુપત શ્રીકરશ-

ત્યાં, ગયા રાજ સભાની માંહ, વીનંતી કરી દ્રુપત રાજા; કહે સાંભળો રાય, હાંરે૦ ૬ સુરો પુરો નહી અધુરો, સાંભળો ક્ષત્રી તંન; કન્યા મારી રેહે કુમારી; સઉ વીચાર કરો રાજન. હાંરે૦ ૭ રાજા માત્ર પડયા વીચારમાં, આબરૂ ઇજત જાશે; પાછા રાજા કેહેવા આવ્યા, હવે ઉભુ કોણ થાશે. હાંરે૦ ૮ ચારે પાસે મન ઉદાસે, દ્રૂપત ફરતો જાય; ભુપત ભારે ભોંય ખોતરે, કોઇથી ઉંચુ નવ્ય જોવાયરે. હાંરે૦ ૯ માંહો માંહી વિચાર કરે છે, હવે ઉભા થઇ શું કરવું; આ કરતાં જો આવ્યા ન હોતતો, આ જીવ્યાથી ભલુ મરવું. હાંરે૦ ૧૦ વળી કેટલાં એમ કહે છે, અમો તો હરખ લાવ્યા; અમારે દ્રૂપતને દોસ્તી માટે, ચાંલો કરવા આવ્યા. હાંરે૦ ૧૧ કેટલાક ત્યાં સગાઇ કાહાડે, એમ વારા ફરતી કરે વિચાર; સૌસૌના મનમાં સમજે, પણ ન બોલે રાજકુમાર. ૧૨ રાય કેટલા ઉભા થવાને, કરે પોતાનું મન; પણ સ્થંભને દેખીને, થાય ઉદાસી તે દન. હાંરે૦ ૧૩ ત્યારે દ્રૂપત રાજા કહે ક્રશ્નને, વીચારી તે ઠામ; હવે મારે ;સરવાનું આવ્યું, ઓરે સુંદર શામ. હાંરે૦ ૧૪ આખી રાજ સભામાં ફરયો, કોઇ ઉભુ નથી થાતું; ક્રશ્ન કહે ઓ દ્રુત રાજા, હવે મેહેણા દેવા જા તું. હાંરે૦ ૧૫ તારી મરજી પ્રમાણે મેહેણા દેને, પછી ઉભુ કોઇ થાએ; તારા સામુ ગરજી બોલશે, તો તેને કેહેવાય. હાંરે૦૧૬ ઓ માહારાજા જાઉછું હુ તો,ચડે રાયને રીશ; તમે ફકર નવ કરશો રાજા, એમ બોલ્યા જુગદીશ. હાંરે૦ ૧૭ વચન સાંભળી દ્રૂપત રાજા, હાથ જોડીને કેહે છે; નીચુ ઘાલી બેસી રહે તેને, મેહેણાં દ્રૂપત દે છે. હાંરે૦ ૧૮ હવે મારે શરમ શાની, નહી ધારૂ ધરમની વાત; મારે ઘેર મરજીથી આવ્યા, મેહેણા ખાવા માટ. ૧૯ પછે ઉદાશી થઇને અશું લાવ્યા, ભરી સભાની માંહ; ધ્રોણી ગોરને શ્રીક્રશ્ન, બે સાથે ચાલ્યા જાય. હાંરે૦ ૨૦ ॥ વલણ ॥ બંને જણને સાધે રાખી, મેહેણા દેછે રાયરે; વીષતો પ્યાલો રાખી કરમાં, જુવે બેઠા સઉ ત્યાંહરે. ૨૧

## કડવું ૨૨ મુ. રાગ ઊછળતી દેશી

અરે કોઇ ઉઠોરે કોઇ ઉઠો, રાજા દ્રુપતનો બોલ જાય જુઠોરે. કોઇ ઉઠો ૧ સૌ ક્ષત્રી કેરા તન, ભલે ભરાયા મુજ ભોવન, સૌને મચ્છવેધ કરવાનું મનરે. કોઇ ઉઠો. ૨ સઉ ભાયા ભારે ભુપ, જુદા જુદા કરીને આવ્યા રૂપ, હું તો થઈ ગયો તદરૂપરે, કોઈ ઉઠો. ૩ સઉ આવ્યા છો પીઠીઓ ચોળી, મારે હઇરે બળે છે હોળી; પીઠી ઠેકાણે રાખોડી ચોળીરે, કોઇ ઉઠો. ૪ આવ્યો દ્રુપત સભાની માંહ, એના મનમાં થઇ ચંતાય, મારૂ કામ થશે કે નહી થાયરે, કોઇ ઉઠો.

૫ તમે પ્રગને તે શું ઘેરો, સઉએ સારો કર્યો છે ચેહેરો, ઘેર જઇને ઘાઘરીઓ પેહેરોરે, કોઇ ઉઠો, ૬ મોટા મોટા તે ભોગવ્યા દેશ, સઉ ભરાયા ક્ષત્રી નરેશ, સઉને મુખે ચોળાઇ મેશરે. કોઇ ઉઠો. ૭ હું તો કહેતામાં લાગીશ ભુંડો, સઉએ વેશ કર્યો છે રૂડો, ઘેર જઇને પહેરો ચુડોરે, કોઇ ઉઠો, ૮ તમે મરદ મટીને થયા મેરો, શો લેશો રઇયત પાસે વેરો, કાઢી શણગાર કાંચળી પહેરોરે. કોઇ ઉઠો ૯, સઉ આવ્યા છો મારે ધામ, કેમ શરશે મારૂં કામ, સૌએ બોળ્યું તે બાપનું નામરે, કોઇ ઉઠો. ૧૦, સૌએ તેજ શણગાર લજાવ્યા, હુંશ ધારી મારે ધામ આવ્યા, તમે સઉ લુંડીઓને ધાવ્યારે કોઇ ઉઠો ૧૧, કોઈ નથી ક્ષત્રીનો તન, તમે સાંભળોને સઉ રાજંન, કોઇ કરોને મચ્છા વેધનરે, કોઇ ઉઠો. ૧૨ સઉ બેઠા છો નિર્બળ થઇ, કોઇ રાજબીજ રહ્યો નહી,મારી કન્યા કુંવારી રહીરે. કોઈ ઉઠો, ૧૩ રાખો મુછના ઉંચા કેશ, આવ્યા બહાદુર બનીને બેસ, બન્યા ભાદરવાની ભેંશરે. કોઇ ઉઠો. ૧૪ ફરશુરામે નક્ષત્રી કીધી, લજ્જા બાણા વળીની લીધી, કન્યા કુંવારી રહેવા દીધીરે, કોઇ ઉઠો. ૧૫ તમે વાત વિવેકે શું વરણો, સઊ બેઠા થઇને તરણો; ઘેર જઇને માને પરણોરે, કોઇ ઉઠો. ૧૬ આવી વિનંતિ રાયે કહી, કોઈ સભામાં ઉઠયું નહી; નીચું ઘાલીને બેઠા તહીરે કોઈ ઉઠો. ૧૭ મેં માપ સરવનું તોળ્યું, પણ ભાગ્ય મ્હારૂં નવ ખોલ્યું; સઉએ નામ બાપનું બોળ્યુંરે, કોઇ ઉઠો. ૧૮ મને લાગે છે દારૂણ દુઃખ, સઉના ઉતરી ગયા છે મુખ; સઉએ લજ્જાવી માની કુખરે, કોઇ ઉઠો, ૧૯ મહેણાં સાંભળી બધારે બીધા, કોઇએ ઉતર કશા નવ દીધા ચાલ્યા બ્રહ્મ સભામાં સીધારે, કોઈ ઉઠો. ૨૦ ॥ વલણ. ॥ સભામાં સીધાઁ ચાલીયા, જ્યાં છે બ્રહ્મ સભાય; વ્યાસ ત્રીકમ વાણી વદે, બોલ્યો દ્રુપતરાય.

## કડવા ૨૩ રાગ ધનાસરીની સાખીનો.

હાંરે કોઇ ઉઠો રૂપીવર રાયે,મચ્છા વેંધી વરો કન્યાયે; મચ્છા વેધી વરો કન્યાયે, રાજા દ્રુપત લાગે પાયે. ટેક. રાજસભામાં થઇને આવ્યો, જાદવ સભાની માંહ; ઓ માહારાજા કોઈ ઉઠો, નીકર આબરૂ મારી જાય. હાંરે૦ ૧ રંગ રૂપનું કામ નથી, મારે ક્ષત્રી જોઇએ આપ; જાત ક્ષત્રીની છુપાવે તેને, બ્રહ્મહત્યાનું પાપ. હાંરે૦ ૨ ત્યારે જાદવ સઘળા વિચાર કરે છે, આતો સાંભળ્યું ચોણ. બળીભદ્ર ક્રષ્ન કહે છે, જાત છુપાવે એવું કોણ. હાંરે૦ ૩ જાદવમાંથી કોઈ ન ઉઠયું, દ્રુપત બહુ ગભરાય; ભગવાન ગોરને સાથે લઇને, બ્રહ્મસભામાં જાય હાંરે૦ ૪ અઠાસી હજાર ભરાઇને બેઠા, ત્યાં આવ્યો રાજંન; ભરી સભાની મધે રહીને

મુખ બોલ્યો વચંન. હાંરે૦ ૫ રૂષી માહારાજા ગુણના ઝાઝા, ભલે આવ્યા ભા-વન; રાજસભામાં નથી કોઇ, ક્ષત્રી કેરો તંન. હાંરે૦ ૬ માટે માહારાજ કોઈ ઉઠીને, કરોને મારૂ કામ; કન્યા મારી રહે કુંવારી, નથીરે હઇયે હામ. હાંરે૦ ૭ ભારે ભુપો રૂપો કરીને, આવ્યા હતા મુજ ઘેર; ઊપર ચડીયા હેઠે પડીયા, વાળ્યું સરવે વેર. હાંરે૦ ૮ હવે હીમત નથીરે મારી, શો કરવો ઉપાય; કન્યા મારી રહે કુંવારી, આબરૂ માહરી જાય. હાંરે૦ ૯ આગળ, આવા થયા સ્વયંવર, થયા બ્રહ્મ સભાથી કામ; તે માટે મુજપર કૃપા કરીને, કરોને મારૂ કામ. હાંરે૦ ૧૦ તમ આશીરવાદથી સારૂં થાશે,જાશે મારૂં દુઃખ; કોઇ રૂષી ખુશી થઇ ઉઠો, કરો સરવે સુખ. હાંરે૦ ૧૧ જપ તપવાળા ઝાઝા જાણું, આણું ઊલટ મન; માટે સભાથી કોઈ ઊઠીને,કરોને મચ્છવેધન.હાંરે. ૧૨ તમ પ્રતાપે મેં કામ આરંભ્યું, માટે કહુ શીરનામી; આશીરવાદ તમારો લીધો, નથી રાખી પુન્યમાં ખામી. હાંરે૦ ૧૨ હવે તો હીંમત હારી બેઠો, કામ થશે કે નહી થાય; સરવે રૂષી મુજ ઘેર આવ્યા, આબરૂ મારી જાય. હાંરે૦ ૧૪ ફરી ફરીને કરગરીને, સરવ સભાને કહે છે; નમ્રતા પુર્વક હાથ જોડીને, સઘળા વચન સહે છે. હાંરે૦ ૧૫ રૂપ રંગનું કામ નથી ને, જોઇએ ક્ષત્રી આપ; જે કોઈ જાત છુપાવે તેને, બ્રહ્મ હત્યાનું પાપ, હાંરે. ૧૬ ત્યારે ધરમ શરમ રાખીને બોલ્યા, ભાઈ વિચારો દલ સાથે; કરૂપત સમજીને કહે છે, પાપ આપણે માથે. હાંરે૦ ૧૭ ભીમ ભાઇ ભટકીને ઉઠયો, ભાઇ હાવું તે કેમ થાય; સત્યવાદી તમે સાંભળો છો, હાવું તે કેમ બોલાય. હાંરે૦ ૧૮ માટે અરજુનને ઉઠાડો, હવે કહુ સરવેથી; બ્રમહત્યાનું પાપ મેલ્યું, બેસી રેહેવાનું નથી. હાંરે૦ ૧૯ રીસ ચડી છે ભીમ ભાઇને, વાત રૂદેમાં ધારી; ઉભા થઇને અરજુનને, એને એક મુકી મારી. હાંરે૦ ૨૦ આંખ દેખાડી ઉભા કરોછો, વીચાર મન ધારે છે; અરજુન કે છે મોટાભાઈ, જુઓ ભીમભાઇ મારે છે. હાંરે૦ ૨૧ ધર્મ રાજાએ ઠપકો દીધો, બોલ રૂદેમાં ધરીઓ; પછી ધર્મ રાજાએ આગના આપી, અરજુન ઉભો કરીઓ. હાંરે૦ ૨૨ સામળીયાયે સાંન કીધી, અરજુન ભીમને ત્યાંય; બ્રમ સભામાં ઊઠો જોઇને, તરત ત્યાંથી જાય. હાંરે૦ ૨૩ ધ્રૌમ રૂશીએ પુઠે જોયું, પોતાની પુંઠે જેહ; આ ગરીબ કાપડી કેમ ઊઠયો, મનમાં પડયો સંદેહ. હાંરે૦ ૨૪ ગડબડ સડબડ ઘણી કરે છે, કાપડી માંહોમાંહે; ઊભો થયેલો કપાડી જોઇને, ચંતા ચિતમાં થાય. હાંરે૦ ૨૫ અરજુન સામો આવી ઊભો, ધ્રૌમ રૂષીની પાસ; આ હાથ જોડીને કાપડી ઊભો, મન થયા ઊદાસ. હાંરે ૨૬ વીદ્યાવાળા વી

ધારથી તે, કરે માંહોમાંહી વાત; ગરીબ કાપડી ઘેલો થયો, આતે શો ઊતપાત. હાંરે૦ ૨૭ ॥ વલણ ॥ કહે ગુરૂને આગના આપો, સત્ય બોલ્યુ આપ; મછ વેધનું કામ કરીશ હું, એ આપ તણો પરતાપ.

# કડવું ૨૪ મું રાગ ભેરવી દોહરા.

વૈશંમપાયે એણીપેરે બોલ્યા, સાંભળ ને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ વીસ્તારી મહીમાય. ૧ ધરોમ રૂશી બન્યા બાવરા; આતે શી વાત થાય, આ કાપડી શું કામ કરશે, આબરૂ મારી જાય. ૨ એમ વિચારમાં પડયા જાણી, આવ્યા જાદવરાય; દ્રૂપત રાજા સામો આવ્યો, માંડયું છે પુછવાય. ૩ આ ફાલીયુ બાંધીને ઊભો, તેના મનમાં જાય હરખાઇ; કૃશ્ન કહે એ નથીરે નીચો, થશે તારો જમાઇ. ૪ વચન વીઠલના સાંભળીને, ચડી રાયને રીસ; શું બોલોછો સામળીઆ, તમે સમજીને જુગદીશ. ૫ કૃશ્ન કહે નથી ખોટુ બોલ્યો, સાચી વાત કહી દેવી; તારો એ જમાઇ થશે, વળી મારો થશે બનેવી. ૬ વાણી વીઠલની સાંભળી, રાય થયો ઊદાશ; હાથ ઝાલી અવીનાશ ચાલ્યા, આવ્યા ધરોમની પાસ. ૭ રૂશીને ખુશી થઇ કહે છે, સાંભળો માહારાજ; આ મીત્ર તમારો ઊઠયો,મછવેધ કરવા કાજ.૮સામળીયાની વાત સાંભળી,મોહનમશ્કરી કરતાં;આ કાપડીએ લજવી મારયો,એમ ધાનમાં ધરતા.૯ઓળખો નહી તો આવી ઉભો,એમ બોલ્યા જુગદીશ;શાને માટે સામો આવી,નમાવ્યું તમને શીશ.૧૦ ધ્રોમ રૂષીને રીસ ચડી છે,તેમ તેમ પાયે લાગે,પ્રભુ કહે તમે સામું જુવો, તમ પાસે કાંઈ માગે. ૧૧ ત્યારે ધ્રોમ રૂષી કહે છે, કાળ એનો ખુટયો; શું સમજીને સામળીયા એ, કામ કરવા ઊઠયો.૧૨ રાજી થઇને રજારે આપો, એમ બોલ્યા જાદવરાય; ધરોમ કહે આજ્ઞા આપું તો, આબરૂ ઇજત જાય.૧૩ વળી વચંન મારૂં મિથ્યા થાયે, આપું આજ્ઞા એને; કદાપિ કામ થયું નહી તો, શું કહીએ કહો તેને.૧૪પ્રભુ કહે એ કોહો છો સાચું,મનમાં દયા આણો;બ્રહ્મ સભામાં ઊભો થયો એ, વીદારથી તમ જાણો. ૧૫ આશ્રમ મારે રેહેવા આવ્યા, નહી અંનનો દાણો; કોઠા બીલા એ ખાતાતા, તમે એનું કેમ તાણો. ૧૬ ગતી નથી મતી કરીને, એ શું સમજી ઊઠયો; હું જાણું છું એ કાપડીનો, કાળ નિશ્ચે ખુટયો. ૧૭ કન્યા જોઇને મનડું મોહીને, કરૂ ઊઠવાનું મન; હું એને કેમ આજ્ઞા આપું, ઓરે જુગજીવંન ૧૮ પ્રભુ કહે એના કરમાં લખ્યું હશે તે થાશે; કોણ જાણે કોના કરમની,આ કન્યા લેઇ જાશે.૧૯ માટે માહારાજ વારન કરવી

આપોને આજ્ઞાય; કદાપી તમ આશીશ ફળે, તો એ કામ એથી થાય. ૨૦ રીસ લાવી મનમાં ભાવી, કહે સંકટ તારૂં જાજો; શ્રી કૃષ્ણ મારૂં વચન છે, એ કામ તારાથી થાજો.૨૧ઇશ્વરે આજ્ઞા અપાવી,તેનું ફળ તેને હજો;સીસ નમાવી આજ્ઞા આપી,મચ્છવેધ તુજથી થજો.૨૨એમ આજ્ઞા લેઇને ઊઠયો, કરયું જવાનું મન; કુંતા કુંવર ભીમસેન ત્યાં બોલ્યો મુખ વચન. ૨૩ભાઇને ભીમે કહેવા માંડયું, તુરત થઇશ;હું પાછળ તારી આવું છું,પડીશ તો ઝીપી લેઇશ.૨૪કન્યા ચંતાની ફકર ચંતા ન કરશો, હરખ મનમાં લાવું; ધાબા ઉપરથી ઉંચે લઇને, ઘેર હું મુકી આવું. ૨૫ આપણા ઘર લાયક એ છે, કન્યા બહુ રૂપાળી; માટે ભાઇ હિંમત રાખો, ચડજો તમે સંભાળી. ૨૬ આજ્ઞા માગી પાયે લાગી, ધર્મ રાયને ત્યાંય; સઉ રૂષીને નમસ્કાર કરી, ત્યાંથી ચાલ્યો જાય. ૨૭ ધીમે ધીમે ડગલા ભરતો, હઇયે હર્ખજ લાવ્યો; જળકુંડાળે સ્થંભની પાસે. તરત ચાલી આવ્યો. ૨૮ સ્થંભની પાસે આવી ઉભો, સઉ જુવે રાજંન; દુરજોધન મામા પ્રત્યે, બોલ્યો મુખ વચન, ૨૯ શકુની મામા તમે જુવોને, કશ્ય કપટી જેહ. દોડા દોડી એ કરે છે, કારણ શું છે તેહ. ૩૦ શકુની કહે છે ફોગટ ફાંફાં, મારે છે સરવથી રૂપાળીને પરણાવવાનો, એનો છુટકો નથી. ૩૧ તેની તારે નવ કરવી ચિંતા, હરખ મનમાં લાવે; તું હમણાં જોયા કરને, એ વીવાહ કરવા આવે. ૩૨ કાપડી ઉભો રહયો છે, એને નથી કાંઇ દુખ; દુર્યોધન જોયા કરે છે, કાપડીનું મુખ. ૩૩ છત્રપતી મામાને કહે છે, પડે મને બહુ વ્હેમ; અરજુન જેવો દેખાય છે એ, તમારા મનને કેમ. ૩૪ ત્યારે શકુની મામા બોલી ઉઠયો, એ શી કરે છે વાત; મુઆ મડદાં જીવતાં થાય તો, થાય ઘણો ઉત્પાત. ૩૫ સંસારમાં એવું નથી આવ્યું,હનાર વસ્તુ હોય; મશાણમાં મડદાં ગયાં તે, જીવતું નાવે કોય. ૩૬ તારા મનમા તું સમજે છે, વાત કરે છે થોડી; પુલોચને પાંડવ બાળ્યા, બાળી કર્યા રાખોડી, ૩૭ માટે એ વાતની ચિંતા નવ ધરશો, થશો નહી ઉદાસ; જો અરજુન એ ઉભો હોય તો, હોય ભીમ એની પાસ, ૩૮ રાજસભાને બ્રહ્મસભા ત્યાં, જુવે છે સરવથી; ગમે એટલી મેદની હોય પણ, ભીમ ઢાંકયો રહે એમ નથી. ૩૯. છત્રપતિ કહે સાચું કહો છો, એ વાતે નહી આડો; બીજા છાના બેસી રહે પણ, એ જણાય જબરો જાડો. ૪૦ એ હોય તો આ ઠેકાણે, કરેરે કાળો કેર; આપણને અહીંયા દેખીને, મારી નાંખે ઠેર. ૪૧ અરજુનની વળી વિદ્યા મોટી,બાણાવળી કહેવાય; આ રૂપાળી કન્યાને એ ઘેર લેઇને જાય. ૪૨ મચ્છવેધનનું કામ કરે એ, પ્રભુ છે એને વશ; આ સ્વયંવરની શોભામાં, જીતીને લે જશ. ૪૩ એમ આડા અવળી વાતો કરતા, બોલ બોલે છે ફાવ્યા;

દ્રુપતરાજા દ્રોણીક ગોર બે કાપડી પાસે આવ્યા. ૪૪ કેમ કાપડી ઉભા રહ્યા છો, ઉતારીને મુખ; ઉપર કેમ ચડતા નથી, શું છે તમને દુઃખ. ૪૫ ક્રોધ કરીને કાપડી બોલ્યો, વિચારો નિરવાણ; કામ કરવા હું ચડું પણ, જોઇએ ધનુષ્યને બાણ. ૪૬ દ્રુપતરાજા મન વિચારી, સેવકને બોલાવ્યા; આજ્ઞા આપી હથીયાર લાવવા, તરત લેઇને આવ્યા. ૪૭ કાપડીને પાસે મુકયા, લે છે હાથની માંહ; એની નજરમાં નથી આવતાં, આપી દે છે ત્યાંહ. ૪૮ પાંચ સાત ધનુષ બાણ જ્યાં, દેખાડયા એને જ્યારે; હથીયાર પોતે તપાસી જોયાં, આ નવ જોઇએ મારે. ૪૯ ત્યારે રાજ સભામાં વારા ફરતી, જે તે આપવા જાય; અરજુન હાથમાં લઇને જુએ, પાછાં આપે ત્યાંહ. ૫૦ રાજા માત્ર પડયા વિચારમાં, જેમ બોલે તેમ ફાવે; કાપડી છે કારમો, એની નજરમાં નવ આવે. ૫૧ ॥ વલણ ॥ નજરમાં નથી આવતાં, ધનુષને વળી બાણ; શ્રોતાજન સહુ સાંભળો, વ્યાસ ત્રીકમ વદે વાણ.

## કડવું ૨૫ મું રાગ ઊપરનો.

વૈશમ્પાયે વાણી વદે છે, સાંભળને તું રાય; ત્યાર પછે શું નીપન્યું, કહુ વિસ્તારી સહીસાય. ૧ ત્યારે દ્રુપત રાજા મન વિચારી, પુછે પછે નિરધાર; તમારી નજરમાં નથી આવતાં, કોઇનાં હથિયાર. ૨ કરી કરૂણા કાપડી બોલ્યો, મનગમતી વાત માંગીએ; કરણરાયના અપાવોને, મારે એતો જોઇએ. ૩ દ્રુપત રાજા કરણ પાસે, આવ્યો ધરીને પ્રેમ; કરણ કે છે આવો રાજા, અહીંઆં આવ્યા કેમ. ૪ ત્યારે દ્રૂપત કહે છે સાંભળો રાજા, સત્ય કહુ નિરવાણ, કાપડી ઉઠયો મચ્છવેધ કરવો, જોઇએ ધનુષને બાણ. ૫ માટે તમારાં હથીઆર લેવાં, આવ્યોછું તમ પાસ; વાત સાંભળી કરણ રાજા, મન થયો ઉલ્લાસ. ૬ કરણ રાજા એવું જાણે છે, કહુ વાત સરવથી; મારા ને અરજુન વિના, કોઇ ચડાવે એવો નથી. ૭ માટે એના મનમાં અભિમાન આવ્યો, મુખ બોલ્યો વચન; આપવાની ના નથી, જો હા કહે દુરીયોધન. ૮ વચન એવાં સાંભળીને, ચાલ્યો દ્રુપતરાય; તરતપોતે ચાલી આવ્યો,જ્યાં દુરીયોધનરાય.૯ છત્રપતી તમે આપો આજ્ઞા, વીચારી નિરવાણ; આ ગરીબ કાપડી માગે છે, કરણનાં ધનુષને બાણ. ૧૦ દુરીયોધન કહે દુરમતીના, શો કરે મન મનસુબો; આ ગરીબ કાપડી કયાંથી આવ્યો, મરવાને કરયો ઉભો. ૧૧ તે માટે તું હીંડયો જાને, કહુ વાત સરવથી; અહીંયાં હથીઆર લેવા આવ્યો, તે મળવાનાં નથી. ૧૨ દ્રૂપત

રાજા મન ઉદાસી, થયોરે તેણીવાર; એવામાં ત્યાં આવી પહોંચ્યા, પોતે દેવ મોરાર. ૧૩ કૃષ્ણે આવી દ્રુપતને કહ્યું, કેમ ગભરાયો મન; દ્રુપત રાજા બોલીયો, તમે સાંભળો જુગજીવન. ૧૪ કાપડી ઉઠયો કામ કરવા, સાંભળો પુરૂષ પુરાણ; એ કાપડી કરણનાં માગે, ધનુષને વળી બાણ. ૧૫ બીજા કોઇના નથી લેતો, બતાવ્યાં હથીયાર; એનો ઉપાય શો કરવો, સાંભળો દેવ મોરાર. ૧૬ કૃષ્ણ કહે તમે ચાલો રાજા, એમ કહી લેઈ જાય; રાજા પાસે એ બંન્ને આવ્યા, જ્યાં દુર્યોધન રાય. ૧૭ પ્રભુ એને કહી મુકવું, છે મારી વાત સાંભળી લેવી; જેમ એ દુર્યોધન કહે તેમ, તારે હા કહી દેવી. ૧૮ એની હાયે હાય રાખશું, તો તો એ અપાવે; એમ કરીને સમજાવીએ તો, હાથ આપણો ફાવે. ૧૯ બંને પાસે આવીરે ઊભા,બોલ્યા જુગજીવન; હથિયાર કાપડીને નવ આપો, કેમ દુર્યોધન. ૨૦ તવ દુર્યોધન કાંઈ ન બોલ્યો, કાહાડયો છેટે દ્રુપતરાય; દુર્યોધનને કહેવા લાગ્યા, પોતે જાદવરાય. ૨૧ સાંભળોને હો છત્રપતી,હું હૈયે હરખ લાવું; દ્રુપતરાજાને સમજાવી, કન્યા એ પરણાવું.૨૨ પણ એક ઉપાય હું એવો કહું છું, વચન મારૂં રહો; દ્રુપતરાજાની પાસે તમે પત્ર લખાવી લ્યો ૨૩ આ કાપડી ઉપર ચડે છે, એના ચરણ છે ઢીલા; ઊપરથી હેઠે પડે ને, ત્યારે થાશે વીલા. ૨૪ પછે કન્યા એ તમને આપે, પહેરામણી અપાર; પછે પડેલા કાપડીનો, શો કરવો વિચાર. ૨૫ કૃષ્ણ કહે છે છત્રપતિ એ,માનશે તારી ધાક; પડેલા એ કાપડીના, છેદવા નાક ને કાન. ૨૬ તાંબાપત્રે એવું લખાવો, કહું વાત હું મુખથી; પછીરે તમને હથિયાર આપતાં, ફીકર ચિંતા નથી. ૨૭ ત્યારે દુર્યોધન કહે મામા મારા,વાત મુજને ફાવી; ભગવાને આપણું ભલું કરયું, એ કન્યા મુજ ઘેર આવી. ૨૮ આપણે મનમાં એમ જાણતાતા, કૃષ્ણ કરે છે ખોટું; પણ એ વાલેશ્રી થયા, મોહનનું કામ મોટું. ૨૯ મામો કહે તારી કરમ રેખા, કપાળ મારે તેજ; સામળીઓ સારૂ કરે છે, ઓ મારા ભાણેજ. ૩૦ હવે આપણી કીરતી થાશે, એમ બોલ્યો અંધકુમાર; એ રૂપાળીના હાથનો આ, મ્હો ખાશે કંસાર; ૩૧ હા કહી છે હથીઆર કેરી, બોલ બોલતાં ફાવ્યો; કૃષ્ણ એ દ્રુપત રાજાને તરત ત્યાં બોલાવ્યો. ૩૨ પ્રભુરે કહે છે દ્રુપત રાજા, આ કાપડી ઊપર ચડશે; કામ એનાથી નથી થવાનું, તરત હેઠો પડશે. ૩૩ પછે તમારી પુત્રીનાં,દુરીયોધન સાથ લગન; એવો દસ્તાવેજ લખી આપો તો, કહે છે દુરજોધન. ૩૪ પછે કાપડી જે પડેલો, સાંભળો રાજન; તે કાપડીના કાપી લેવા, નાક ને વળી કાન. ૩૫ ત્રાંબા પત્ર એમ લખો તો, કષ્ટ તમારાં કા-

પે; કરણ પાસે હા કહેવરાવી, ધનુષ બાણ એ આપે, ૩૬ આવી રીતે વાત કહે છે, સાંભળો રાજન; હા કહેવરાવવા દ્રુપત પાસે, સામળીયે કીધી સાન. ૩૭ એમ કહીને પત્ર લાવ્યા,લખાવ્યું સઘળુ તહીં;દ્રુપત રાજાએ તે કાપડીની, કરાવી લીધી સહી. ૩૮ તે દુરીયોધને પાસે રાખ્યું, આપ્યું મામાને હાથ; શ્રી કૃષ્ણને દ્રુપત રાજા, ચાલ્યા બંને સાથ.૩૯ દુરીયોધન કહે મામા મારા, ધ્યાન રૂદયમાં ધરો; મારા વીવાની સામગ્રી,સર્વે તૈયાર કરો.૪૦ શકુની કહેછે સઘળું તઇયાર, નથી વાતનો ખરખરો; ઉતરાવી ને હું મંગાવુ,ધાર ચઢાવી છરો.૪૧ એમ કહી સેવક મોકલીયો, ક્ષણુ ના લાગી વાર;પોતાની પાસે બોલાવ્યો,સુર્ય તણો કુમાર. ૪૨ કરણ ઉઠી ચાલી આવ્યો, દુરીયોધનની પાસ; એ કન્યા તો મુજને પરણે, એ ભાઇ તારી આશ. ૪૩ લેખ એવો લખાવી લીધો,માટે કષ્ટજ કાપો; ભાઈ તમારા ધનુષ બાણ તે, દ્રુપતરાયને આપો. ૪૪ ત્યારે કરણ રાજા ઉઠી ચાલ્યો,પોતે પોતાના આસન;દ્રુપતરાજાના હાથમાં, આપ્યાં ધનુષને બાણ. ૪૫ દ્રુપતરાયે હરખે લીધાં, ચાલ્યો છે તે ઠામ; થંભે કાપડી ઉભો રહયો છે, આપ્યાં કરવા કામ. ૪૬ કાપડીએ ઉલટ આણી, તરત હાથમાં લીધા; કરણરાયનાં ધનુષ બાણ તે, ખભે ભેરવી દીધાં. ૪૭ આસને જઇને હરી બીરાજ્યા, સ્વામી શ્રી ગોપાળ; દુરીયોધનના પેટમાં ત્યાં, તરત પડી છે ફાળ. ૪૮ મામા મારા સાચુ કહું છું, વીઠ્ઠલ ઉપર વેહેમ; કદાપી અરજુન હોય તો, કરશું આપણે કેમ. ૪૯ શકુની સપાટે બોલ્યો, મારા મનમાં એમ; કદાપી એ અરજુન હોય તો, ભીમ ઢાંકયો રહે કેમ. ૫૦ એ વાતે ચીંતા નવ ધરશો, ચારે પાસે ભાળ્યું; દુરીયોધનને સમજાવીને, મનડું એને વાળ્યું. ૫૧ ॥ વળણ ॥ મન વળાવ્યું દુરીયોધનનું, પ્રભુને થઇ ચીંતાય; ભક્તને લહાવો લેવરાવવા, હઇયે કરૂં ઉપાયરે.

# કડવું ૨૬ મું રાગ ચોપાઈની સાખીનો

વૈશંપાયે રૂષી એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય; ત્યારપછી શું નીપન્યુ કહુ, વીસ્તારી મહીમાય. ચતરૂભુજને ચીંતા વ્યાપી,હરખ મનમાં લાવ્યા, નારાયણે નારદજીને, તરત ત્યાં તેડાવ્યા.૨ પ્રભુજીને પુછવા માંડયું, નારદજીએ ત્યાંય; ભક્ત તમારો એકલો ઉભો,નથી કાંઈ શોભાય.૩ સ્વયંવરમાં સહુ ભરાયા,નહી મળે અવસર આવો;મારો ભક્ત દુરબળ વેશે,લેવરાવો કાંઇ લ્હાવો.૪ માટે દ્રુપત પાસે જાઓ, જઇને કહો રાજન; અપુજ થાંભલો આ રહયો

તેનું કરાવો પુજન. ૫ સતી શણગાર સજાવી લાવો,હાથ પુજાપાની થાળ;તેની પુજા તમે કરાવો, દેખે સઉ ભુપાળ. ૬ પછી કાપડી પાસે કરાવજો, એમ બોલ્યા જાદવરાય; એવું દુરીયોધન દેખે તો, પેટ બળી બહુ જાય. ૭ નારદ ઉઠી ચાલીયાને, કહ્યું રાયને વચન; દ્રૂપત કહે હું પુત્રી પાસે, કરાવું પુજન. ૮ અટારી ઉપર કહાવી મોકલ્યું, હરખ મનમાં લાવો; શણગાર પહેરી પુજારે કરવા, સતીરે વહેલાં આવો.૯ ચુવા ચંદન કસ્તુરી,કેશર કરનાગર ઘોળી;કનક કાંશકી કેશ ઓળી, ઉશ્ણોદક અંગોળી. ૧૦ પાયે પેગટાં કહ્યાં કાંબી, ઝેરન ઝાંઝર ઝમકે; પાયેલને પગપાન પાસલી, ગોવાગર ઘુઘરી ઘમકે. ૧૧ હલ સાંકળ લંગોર લંગરી, વાજી રહ્યા ઘનઘોર; અણુવટ વીછવા છલા છવીટવા, ફળ રાયના મોર. ૧૨ આંગળીયો ચંપાની કળીયો. નખ નક્ષત્ર સમાન; કામબાણને કટાક્ષ શીકી, જેની ભ્રગુટી કોર કમાન. ૧૩ હસ્તકમળ સો દીસે રૂડા,જડાવના ચુડો ચળકે; ગુજરીને બાજુબંધ બેરખા, બાજટે ફુમતડાં લળકે. ૧૩ થેકડાળી કાંકણી તેને, જડાવ અંકવા દોરી;અજમતીયુને જડાવ ચુડી,માંહી કંગણુ મોરી. ૧૯ છલીયા બલીયા ને જડાવ ચુડલી, બબે બદલે મોર. ૧૫ પુખરાજની પહેરી કંચુકી, માંહી ચુનીયો ચળકે;ત્રણી બે બાજુ મુક્ત ફળ સોહીએ, મોહોળીયે ટાંકયાં મણી. ૧૬ અંગોઅંગ અનંગની શોભા, બે ઉરવંશ ઉઠે કેવા; જાણે એતો કમળના,જાણે કમળકોશના જેવા.૧૭ કેશતણી લટ છુટી મુકી, ઉર ઉપર લપકાણી; પાહાડ ફોડી નાગણી તે, જાણે શંભુ પુજવા ચાલી ૧૮ બે શેરો મોતીતણી, જાણે વહેછે ગંગાધાર;ફુંદે ચમરી સરખો ગોફણો,તેને ઘુઘરીનો નહી પાર. ૧૯ વાળે વાળે મોતી પરોવ્યા, વેણુ વાસુકી સમાન; કામબાણને કટાક્ષ જેની, ભ્રગુટી કોર સમાન. ૨૦ કપાળે ઝબકારો બાંધ્યો, ને તણે ચાંદલો ચળકે; જડાવ કેરી આડી ટીલડી, માંહી મુક્તાફળ લળકે. ૨૧ નાકે વાળી બીરાજે સારી, માંહી ગ્રહે બેઠા જઇ ચાર;ગુરૂ સોમમાં ને ભ્રગુ મોતીમાં ભોમ મલાલ કુમાર. ૨૨ શની રહયો લીલકમાં ચળકે, અધુર ચલણું તેજ;દંત દીસે ડાડમની કળીયો, ચુનીયો ચળકે વેજ.૨૩ હબચી ઉપર લીલો હીરો, બે હીરા બે ગાલ; છુંદું તાજવું ગોરે ગાલે, જેનું મુખડું લાલ ગુલાલ. ૨૪ ઉપલે કાને જડાવ વીટવા, પાંદડીયા ફરફરીયા; લુમક ઝુમક મોગરા, માંહી ધાબરીયે ઝરમરીયા. ૨૫ કોટે કંઠી કનકની દલ દીપી,આંગળીયે ગળુબંધ; ખજુરી તુશી તનમનીયુ, હાંસડીયે હીરાચંદ. ૨૬ બોર માળા પરવાળાની માળા, મોતીની માળા જડી; અમરમાળા જાળીયાળુ ઢાંકણું, તેની મધે કસ્તુરી ભરી. ૨૭ મો-

ઇનમાળા ઉપર બીરાજે, ઘણા પુષ્પના હાર; ઝુલ જડાવનું તોરણીયુ, તેને પો ટલીયા અગીયાર. ૨૮ કેડે કમરપટો વાંકડોને, તે તણે ગુગરમાળ; ગુગરીયાળી કોથળી, તેને જાંબુયા ઝાકઝમાળ. ૨૯ ઘણા મોતીનો ઘાઘરો, ચાબકીએ કુચી યો ચાર; નેફે ફરતી ગુગરીયો,તેને પાંદડીયોની લાહાર.૩૦ શામ મણીનો સાળુ સુંદીર, કોરો વીજળી વરણ; ચાર છેડે ચાર ચંદ્રમા છે, જાણે સુરજના કરણ ૩૧ એ રીતે શણગાર સજ્યા છે, દ્રૂપતી મનડું હીસે; મારા સમ સઇયર સાચુ કહે, મારૂ મુખડુ કેવું દીસે. ૩૨ શણગારી છે સુંદરીને,કરમાં લીધી છાબ;જાઇ જુઇને કમળ કેતકી, માંહી ઘણો ભર્યો ગુલાબ. ૩૩ ચંદન કેશર ઘોરી લીધું, માંહી અબીલ ને ગુલાલ; સીંદુર સામટો લીધો કરમાં,અગરબતી તતકાળ.૩૪ કપુર લીધુ આરતી કરવા, નૈવેદ નાના ભાત; સોપારી ખારેક ટોપરૂ, ફળ ફળા ની જાત. ૩૫ પાન એલચી લવંગ લીધા, ભર્યા છાબની માંહ; ગંગાજળનો લો ટો લીધો, સ્નાન કરાવા તાંહ. ૩૬ રૂમઝુમ કરતી નીકળી છે, શણગાર સજ્યા સોળ; ઝમકો ઠમકો કરીને આવી, મુખ ભરયા તંબોળ. ૩૭ જાણે આકાશે વીજળી ઝબકી, દેખી સૌ હરખે ચડીયા; સ્વરૂપ સુંદરીનું જોઇને, સીંહાસનથી પડીયા. ૩૮ દુરજોધન કહે મામા મારા, સત્ય કહુ નીરધાર; એ કન્યા મારા સામી આવે, મને પેરાવવા હાર. ૩૯ શકુની કહેછે શું જુવે છે,સાંભળને ભુપાળ; હવે અત્યારે જાણજે તું, ઉઘડયું તુજ કપાળ.૪૦ સતી સાધવી ચાલી આવી, સ્થંભ કેરી કયાસ; નારદજી ત્યાં નાઠા આવ્યા, પુજા કરાવવા પાસ.૪૧ પ્રેમ આણી જુક્તી જાણી, કરાવે પુજા તતખેવ; ગંગાજળ ચતુરાએ ચડાવ્યું, સમરી શંકર દેવ. ૪૨ ચંદન ચરચ્યુ અક્ષત ઉપર. પુષ્પ નાના ભાત; અબીલ ગુલાબ ને અગરબતી, દીવો કર્યો સાક્ષાત. ૪૩ નૈવેદ નાના ભાતનાં મુકયા,કરી કપુરે આરતી; પગે લાગીને આગના માગી, ફરે પરદક્ષણા તે સતી. ૪૪ એ મહારાજા હદ થઇછે,હવે ઉંડે કોય નહી;માટે મેં પુજા કરીછે,સમજીને આ સહી. ૪૫ માટે મુજપર કૃપા કરજો, ધરજો અરજ મારી; આથી કામ જો નહી થાય તો, હું રહીશ બાળકુમારી.એમ કહીને પાછી ફરતાં,નારદ કહે વચન સોહાને, આ ગરીબ કાપડી ઉભો છે, તેને પુજા કરવા દોને.૪૭ પુજાપા થાળ ઝાલી, ઉભી રહીછે નાર; પ્રભુ નારદને કહ્યું તું,તેથી પુજે પાંડુ કુમાર.૪૮ કાપડી પાસે પુજા કરાવી, સૌ દેખતાં તાંહ; દુરજોધન હેતુ દેખીને, પેટ બળી બહુ જાય.૪૯ શકુનીમામાને કહેવા માંડયુ, મુખે વાણી કહી; પીઠી ચોળી હું આવ્યો, મને ચોરીયો વીત્યો નહી. ૫૦ અવતાર મારો છુટી પડીયો, આ તે શું કહેવાય;આ

ગરીબ કાપડીએ પુજા કીધી, પેટ બળી બહુ જાય. ૫૧ શકુની કહે છે ફકર ન કરશો, સારો થયો સંજોગ; હું મનમાં એવું જાણું છું જે, કાપડીનો લેશે ભોગ. પછે તમને પરણાવી દેશે, લેખ લખ્યો છે જેહ; હવે તમારૂં કામ થયું છે;તેમાં નહી સંદેહ. ૫૩ એમ વાત કરીને ટાઢો પાડયો, દુરજોધન રાજન; જળકુંડાળે ઉભો કાપડી, કર્યું ચડવાનું મન. ૫૪ પ્રેમે પરદક્ષણા ત્યાં ફરીયો, વીચારી દલ સાથ;ઉપર ચડવાની હીમત નથી,સંભાર્યા દીનાનાથ.૫૫ ॥ વલણ ॥ દીનાનાથને સંભાળીને, બોલ્યો પાંડુતન; સ્તુતી કરે છે શામળીયાની, સાંભળે જુગજીવન.

## કડવું ૨૭ મુ રાગ બાવલીયાનો.

દામોદર દુખડાં કાપોરે રે હો, ભક્તને તો ભીડ પડીરે. ટેક. બોલ્યા બોલ્યા વૈશમપાયે વચન, સાંભળને તું પરિક્ષતના તન; સ્તુતિ કરવા માંડી છે પાંડુ તન, દામોદર૦ ૧ મેંતો કરયો જ્યારે વડવેધન, ગુરૂનું તો પાળુ હતુરે વચન; શાહ કરી સામલીયા તે દન, દામોદર૦ ૨ વીસ મોદીકથી ઉગારો પુત્ર રતન, પાતાળમાં પ્રેમે કરાવ્યું લગન; તેથી એના મનમાં થયો તો મગન. દામોદર૦ ૩ પુલોચંને લાખના ભોવન કીધા,કષ્ટ કર જોવાને બાળવા દીધા; પણ આપે આવીને ઉગારી લીધા, દામોદર૦ ૪ ઉગરીને ગયા હેડંબા વન, તેની સાથે ભીમે કરયુંરે લગંન; કદંબાસુરે કરવા માંડયોરે જગંન, દામોદર૦ ૫ દુખ દેખી ત્યાં આવ્યા દામોદર દયાળ, ભકતની નોકરી હતી પ્રતિપાળ; હેવા ગુણવંતા કાહાનોછો ગોપાળ, દામોદર૦ ૬ ચતરૂભુજ ચોરી ઉતારી ત્યાંય, માંખણીયા પરવત પરથી લેઈ જાય; કબીરાને માટે કરી કરન એ થાય. દામોદર૦ ૭ એવી રીતે ભકતનું દુખડુ જાણું, કબીરાને મરાવા મનમાં આણું; એક ચંતામાં બાળા હતા નવાણું, દામોદર૦ ૮ એ વખત તો ભીમભાઇને બળ કીધુ, પાછા ભેગા મળીયા એ કામ કીધુ; સત્યવાનું સત્ય માની લીધુ. દામોદર૦ ૯ ત્યાં ચતરૂભુજ ચક્રાવતીમાં આવ્યા, ધકુંઠે તો કાપડી વેશ લેવરાવ્યા; બક રાક્ષસની સાથે જુધમાં જબરા ફાવ્યા. દામોદર૦ ૧૦ એમ જ્યાં ત્યાં સાહય કરીરે સામળીયા, અંગારક ગ્રાંધવના બાણુ મળીયા; ધ્રૌમ આશ્રય આવ્યા કે અમ દુખ લીધા દામોદર૦ ૧૧ તેમ અહીયા સાહ કરોને મોરારી, કાપડીના રૂપે રહેજ ધારી; મારે મારી સાહ કરોને મોરારી. દામોદર૦ ૧૨ પંચાળમાં આવ્યા છે પાંડુના તન; નથી આ કન્યા પરણવાનું મન; સાન કરી સામલીયે ઉઠાડયો અરજુન. દામો

દર૦ ૧૩ નથી ઉપર ચડવાની હીમત મારી, નથી વરવી કન્યા રૂપાળી સારી; માટે ગુણ ગાઉછું ગીરીવર ધારી, દામોદર૦ ૧૪ નોહોતું ઉઠવા મન આ કરવા કાજે, તેમ મારી પાસે નથી કાંઈ કરવા સાજ; પાતલીયા અહી જશે તમારી લાજ. ૧૫ આવું ઘણી વાતે ભકતનું દુખ કાપ્યું, વચન વીઠલ કદાપી નથી ઉથાપ્યુ; શોળ કળામાંથી એક કળાનું બળ આપ્યુ. દામોદર ૧૬ બળ આવ્યુ કે બાહાદુરે નમાવ્યુ સીસ, રૂસી સઘળા ખુસી થઈ દીધી આસીસ, જય જેણે લીધો હઇઆમાં જુગદીસ. દામોદર. ૧૭ પછે એને સ્થંભે ભરાવી બાથ, ભાવેથીતો સંભારા ભોળોનાથ. દુખ દામોદર કાપજો દીનાનાથ. દમોદર. ૧૮ વળણ. શાહ કરજો શામળા, નથી મને હંકાર, ભક્ત આધીન ભુદરા; કરે ભક્તની વાહાર.

## કડવા ૨૮ મું રાગ અહોરાયજીનો.

વૈશંપાયે રૂશી એણીપેરે બોલ્યા, સુણ પરીક્ષતના તંન; ત્યાર પછી શું નીપજ્યું, તને સંભળાવુ રાજંન. અહોરાયજી સુણીયે. ૧ કરનની કાપડીયે સ્તુતી કરી છે, પ્રભુ તમારે શરણ; જાદવને રૂશી સભાને, સૌને નમીયો ચરણ. અહોરાયજી. ૨ કોઇને ખબર પડી નહીને, નમીયો પુરૂશ પુરાણ; સઉ રાજાઓ માંહો માંહી, મુખ બોલે છે વાણ. અહો૦ ૩ હાનામાં હંકાર નથી કાંઇ, ઘણો ગરીબ દેખાય; વળી રાજા મનમાં એમ ધારે, કામ એનાથી થાય. અહો૦ ૪ જળ કુડળે જુકતીથી આવ્યો, ડાહાજનશું જુવે; પડેલા પેલા સૌ રાજાઓ, વાંન વપુના ખુવે. અહો૦ ૫ આપણે એને નીચો કેહેતાતા, તેતે દેખાયછે ઉંચ. દુરજોધંન કહે મામા માગ, નથી સમજાતી ખુચ. અહો૦ ૬ નીચ હોયતો નીચી બુધી, વીચારો સરવથી, કંન્યા હાવી રૂપાળી છે, એના સામુ જોતો નથી. અહો૦ ૭ માટે મારા મંનમાં થાય છે, ઠેઠ સુધીએ ચડશે; મામો કહે તું જોયા કરને, હમણા હેઠો પડશે. અહો૦ ૮ સતી સાધવી બેઠી અટારી, જોઈ રહી મીટ માંડી; કાપડી સામુ જોઇ રહી છે, લાજ મંનથી છાંડી. અહો૦ ૯ ત્યારે સઘળી દાસીઓ બોલી, બાઇ તમે શુ જુવો; કાપડી ગરીબ ઘણો છે, તેના ઉપર શું મુહો. અહો૦ ૧૦ જાત નીચી એવી કહીએ, ત્યારે બોલી શતીનાર; સારા શણગાર જોવાને રોવા, બાઇ મનમાં કર્યો વીચાર. અહો. ૧૧ તમને નથી પરીક્ષા એની,જુવો તમે કરી યત્ન; નોહ એતો નીચ જાતી, ઢાંકેલું છે રત્ન. અહો૦ ૧૨ એને નથી અભીમાંનને હંકાર, જોય તે થશે ખયાતી; કુવર નોહએ કુળ હીણાનો, દેખાય ઉતંમ જાતી. અહો૦ ૧૩ ત્યારે દાસીઓ

વીચારમાં પડી, જોઇ રહી નીરધાર; બેનો મારી બોળશો નહી, હવે નથી થવાની વાર. અહો૦ ૧૪ દુરજોધન ત્યાં બોલી ઉઠો, કહે મામાને વચંન; ઓ મામા તમે જોયા કરોને, આતે કોનો તંન. અહો૦ ૧૫ મામા કહે આ જંગલી જટ છે, રહેતો રહયો વંનમાંહ; કંન્યા એને રૂપાળી જાણી, મછવેધ કરવા જાય. અહો૦ ૧૬ પેહેલા પગ એના પાછા પડે છે, દસ પંદર ઉપર ચડશે; એમ જાણી કે હમણાં આવ્યો, જળ કુડાંળે પડશે. અહો૦ ૧૭ વળી મોટુ નામ જાણીને, કામ કરવા જાય; કરણ ભાઇનું ધનુશ ચડાવે, નથી જન્મો કોઇ માય. અહો૦ ૧૮ માટે ફકર ચંતા ન કરશો, સાંભળો દુરજોધંન; આખી પૃથ્વીમાં ચડાવે એક, પાડુ પુત્ર અરજુન. અહો૦ ૧૯ ત્યારે દુરજોધંન કહે થઇ નીવૃતી, હવે સમજ્યો પુરણપેર; માહારા મંનને નીસ્ચે થયો એ, કંન્યા આવી મારે ઘેર. અહો૦ ૨૦ ભાણેજ માહરા વીચારોને, જે તે ચડવા જાય; પેલા મોહમાં ઉડે છે પણ, પછે આવે જળની માંહ. અહો૦ ૨૧ જેને તેને કંન્યાની હુશ છે, પણ નથી મળવાનો લાગ; સઘળાના નસીબ ફુટેલા છે, એક ઉજરૂ તારૂ ભાગ. અહો૦ ૨૨ આંટી ઘુંટી છે ઉપર ચડતાં, કદાપી જાય હેઠ; બેત્રાંસમાં બે પગ સાથે મુકતા, આવી પડે તે હેઠ અહો૦ ૨૩ તેમ કરતાં બે પગ મુકે સાથે, તેથી ના થાય સારૂ; જળકુડાંળે જોવાયતો, આંખે દેખાય અંધારૂ. અહો૦ ૨૪ કદાપી એને અંધારા ન સુજે, પછે ધનુશ ચડાવા જાય; પ્રતીબીંબ જો સુજે નહીતો, આવે જળકુડાળાં માંહ. અહો૦ ૨૫ કદી એક ત્રાસમાં પગ પડેતો, બીજું ઉંચુ જાય, પછે ઉગરવાનો આરો નથી, સૌ કરે ઉપાય. અહો૦ ૨૬ વળી ધનુધારણ કરવુ પડે છે, કયાં મુકી કરે જોર, નાચીએ રાખી ધનુસ ચડાવેતો, થાય અંધારૂ ઘોર. અહો૦ ૨૭ એમ આંટીયો ઝાઝીછે ત્યાં, નાય થાય એનાથી કામ; પીડી ચોળી એક તમે આવ્યા છો, માટે થશે તારૂ નામ. અહો૦ ૨૮ વળી કદાપીને ધનુશ ચડાવે, કોઇ ચડી રાજંન; એક બાંણે મંછનું પુછને, વેંધવું લોચંન. અહો૦ ૨૯ કદાપીને બહુ જુકતી કરેતો, બાંણ વેંધવા જાય. એટલામાં અંધારૂ આવેતો, પડે જળકુડીની માંહ. અહો૦ ૩૦ માટે હાવા હાવા વીચાર કરીયે, ધરીયે પોતાને મંન, એ કંન્યા તારા ભાગ્યની છે, કોય કરે મછવેધન. અહો૦ ૩૧ માટે હુશ ધરીને બેશો, થનાર હશે તે થાશે; તારા નસીબની એ કંન્યા છે, કોણ લેઇને જાશે. અહો૦ ૩૨ કાપડી સુંથણું ફાળીયુ બાંધી, ઉપર ચાલ્યો જ્યારે; દ્રુપતના સેવકોએ આવી, ખેંચી લીધુ છે ત્યારે. અહો૦ ૩૩ પછે કાપડી ઉપર ચડવા,ઘાલી હઇએ હામ; સ્થંભનેને શ્રીકરને, પ્રેમે કર્યો પ્રણામ. અહો૦ ૩૪ પ્રભુ મારા પ્રેરણા કરજો, તમારા ઉપર ટેક;

નારાયણ હું નથી સમજતો, તમારા નામનો નેક. અહો૦ ૩૫ વળણ. એમ કહીને બાથ મારી,હાથે સ્થંભની સાથ;હવે ચડવા મન કરૂછુ,ઓરે દીનનાથરે.

# કડવું ૨૯ મું રાગ ભેરવી ચોપાઈનો

વૈશંપાયે બોલ્યા વચન,સાંભળ પરીક્ષત કેરા તન;કહુ મછવેધન મહીમાય, સાંભળતામાં પાવન થાય ૧ ત્રીભોવન ઉપર જેને ટેક, એણે ડગલું ભર્યું છે એક. ૧ પરણુ થાજો,પાપીની ખેય. એક ભર્યું પુરાં કર્યાં બેય; એની વાહારે અશારણ શરણ, એને પગલાં ભર્યાં છે તરણ. ૨ જેને વહાલા જુગદાધાર, એને ડગલાં ભરયાં છે ચાર;અવીનાશી નથી દેતા આંચ,એને ડગલાં ભરયાં છે પાંચ. ૩ ચડે વાંસ ઉપર જેમ નટ, એને ડગલાં ભરયાં છે ખટ; બ્રહ્મસભામાં જુવે ભ્રાત, એને ડગલાં ભરયાં છે સાત. ૪ એના શણગારનો નથી ઠાઠ,ભરયાં ડગલાં ડાહ્યાએ આઠ; લાગ્યો પાપીના મનને દવ; એક ચડયો પુરાં કરયાં નવ. ૫ જુગદીશ અપાવશે જશ,એતો ડગલાં ચડયો છે દશ; નથી શોભીતા શણગાર, પગલાં પ્રેમ ભરયાં અગીઆર. ૬ એતો સમરે છે જુગદાધાર, એતો ડગલાં ભરયાં છે બાર; થશે શુરામાં શમશેર, એક ચડયો પુરાં કરયાં તેર.૭ ડાહ્યો સમજણો ઝાઝી બોધ, એક ચડી પુરાં થયા ચૌદ; દ્રોણગુરૂનો છે રે હુનર, ને પગલાં ભરયાં પંદર. તાજા મુખમાં નથી તંબોળ, એતો ચડયો પગલાં સોળ;નથી શરીરે સુગંધી અતર, એક ચડી કરયાં સતર. ૯ રાજા જોઇ હાથ સઘળા ડાંડ; એતો ચડયો ડગલાં અરાડ; જુવે અટારીયે જોગણી,એક ચડી કરયા ઓગણી. ૧૦ નથી એનાપર ઇશ્વરને રીશ, એને ડગલાં ભરયાં છે વીશ; પછે પ્રભુનો મંત્રજ સાધે, દશકે દશકે ચડી આરાધે. ૧૧ જેને માથે છે જુગદીશ, દશ ચડી પુરા કરયા ત્રીશ; જોઇ રહી સભા સઉ ભાળી, દશ ચડયો પુરા કરયા ચાલી. ૧૨ જુવે અટારીયે સઉ દાસ, એને પુરા કરયા છે પચાસ; પછે જોર જણાવ્યુ નીરધાર, સઉ વાત કરૂ વીસ્તાર. સાઠ શીતેર ને એશી નેવુ, પુરા કરયા સઉ સાર; બસેં પાંચસે સાતસે ભરીયા, થયા એક હજાર. ૧૪ જોર ઝપાટે ચાલ્યો સપાટે, શરીરથી નવ કાંપે; છેલ છબીલો છલંગ મરાવે, હનમાન પેઠે ટાંપે. ૧૬ જેમ સુંસરો વાયુ વેંધે, થાય સભામાં સોર; અતી આકળો ઉંચે ચડીયો,જેમ પતંગ માગે દોર. ૧૬ રાજા સઉ વીસમે પામ્યા, કહે વાત સરવથી; હાવી રીતે હજુ સુધી કોઇ, ઉપર ચડીયો નથી. ૧૭ સુરસપાટે ચાલી આવ્યો, ત્રાસની

ડાંડી પાસ; સાયતામાં રહ્યા શામળીયો, પોતે શ્રી અવીનાશ.૧૮ ॥ વળણ ॥ અ-વીનાશીની સાય છે, મન નથી ઉદાશ; ટેકરા બે ત્રીભુવનપતી, આવ્યો ત્રાસ ડાડી પાસ.

## કડવું ૩૦ મું રાગ દોહરાની સાખી.

વૈશમપાયે ફરી ખુશીથી બોલ્યા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નીપન્યું, તને કહુ માંડી કથાય. ૧ આશ રાખી ભુદર ભાખી, મન નથી ઉદાશ; સ્વાસ ખાવા ઉભો રહયો છે, ત્રાસ કેરી પાસ. ૨ છત્રપતી ત્યાં બોલી ઉઠયો, મામા ઠેઠ એ ચડીયો; હજુ આંખે અંધારાં નથી, જળકુંડીમાં ન પડીયો. ૩ જંગલી જંગલમાં રહેનારો, ઝાડ ઉપર ચડી જાણે; તું તારા મનમાં ફકર કરીશ નહી, કેમ ઉદાસી આણે. ૪ ઉપર ચડયો તેથી શું થવાનું, ત્રાસમાં પડવાની આંટી; હવર ત્રાસમાં ઉભુ રહેવું, એ મરણ તણી છે ઘાંટી. ૫ દુરીયોધન શકુનીને કહે, એ વાત પડતી મુકી; મારા મનમાં નિશ્ચય થયો, મનેરે પરણી ચુકી. ૬ કાપડી ઉપર ઉભો થયો છે, ચીંતા ચિતમાં થાય; ત્રાસની દાંડી આઘી છે, હવે શો કરવો ઉપાય. ૭ હાથ ઉંચા કરૂં તો થાઉં બાવરો બોત; હાથે દોડી ચાલે નહી તો; નિશ્ચે આવ્યું મોત. ૮ કદાપી હેઠો ઉતરીને ત્રાસમાં મુકુ પાય; હેલકારો મારો વાગે, તે ત્રાસ પાછું જાય. ૯ અંતર્યામી ગરૂડા ગામી નથી, ધારણ રહેતી ધીર; મારો પગ મુકવા જાઉં, કેમ ત્રાસ રહેશે ધીર ૧૦ પડતાં પ્રભુ હું ધારણ રાખું, કહુ કરણ હું કીશોર; એટલુ મારા હૈયામાં હે નથીરે ઝાઝુ ઝોર. ૧૧ આ કામ મુજથી કેમ થવાનું, ઓરે શ્રીમહારાજ; શાન કરી ઉઠાડયો શામળીઆ, લેવા મારી લાજ. ૧૨ બનાવ્યો ચઢાવી બાવરો, ઓરે શ્રી જદુનાથ; અરજ હરીએ સાંભળીને, વાત જાણી સાક્ષાત. ૧૩ શામળીઆ શેવકને આધીન, કામ કેવું કીધુ; સોળ કળામાંથી એક કળાનું, બળ અરજુનને દીધુ. ૧૪ જાદવરાયે જુસ્સો મેલ્યો, વિચારયું અરજુન; મારા મનમાં એમ આવ્યું, કરાવે જુગજીવન. ૧૫ શ્રીહરિની સહાયે મુજને કામ કરે છે ઠીક; હવે હુ ગભરાતો તો તે, નથી રે ધરતો બીક. ૧૬ મનમાં મોહન સમર્યા કરતાં, ધારણ રાખી ધીર; બંને ત્રાજવે બે પગ પડીયા, ત્રાસ રહયા છે સ્થીર. ૧૭ સભા સઘળી જોઇ રહી છે, કાપડીને સાબાશ; દુરીયોધન એવું દેખીને, ઘણો થાય ઉદાસ. ૧૮ મામા મારા ઉંચુ જુઓ, જંગલી ઝટ એ ચડીઓ; ત્રાસની ઘાંટી કહેતાતા, તે ત્રાસ મધ્યે પડીયો. ૧૯ આતો ઘાંટી મરી ગઇ પણ, ખરી વાત નહી ખોટી; ધારણ રાખી ધનુષ ચડાવવું, તે આંટી છે મોટી.

ચીતમાં ચીંત્તા નવ ધરશો, કાંઇ ભાયગ તારૂ મળશે. ૨૦ મારા મનમાં લાગે, કન્યા તુજને વરશે. ૨૧ કાપડી ઉભો રહયો છે, ત્રાસમાં થયો નિરધાર; સઉ સભા શોભીતી બેઠી, શો કરવો વિચાર. ૨૨ ગરીબ કાપડી ઉભો રહયો છે, વિચારે સરવથી; ભક્ત મારો ભીખારી જેવો, એની શોભા કાંઇ નથી. ૨૩ લોકો મારી આબરૂ લેશે, કહેશે જુગદાધાર; વિડલ વહારે નવ ગયા, નથી ભુદરને ભંડાર. ૨૪ એમ જાણી ઉલટ આણી,હરખ મનમાં લાવ્યા, નારાયણે નારદજીને, સાને કરી બોલાવ્યા. ૨૫ બોલ્યા વાણી ઉલટ આણી,નારદજી તે દન; શામાટે મુજને તેડાવ્યો, ઓરે જુગજીવન. ૨૬ શ્રી ક્રશણ નારદને કહેછે, શોભે નહી અરજુન; માટે તમે વહેલા ઉઠો, જાઓ સ્વર્ગ ભોવન. ૨૭ ઠાકોર કહેછે ઠપકો દેજો, શું વિચારે સર્વથી; મચ્છવેધન તારો પુત્ર કરેછે, તુજ ઘેર ખાવાનું નથી. ૨૮ નારદ વાણી બોલીયા, કહેછે તતપર થાઉં; ફીકરચીંતા નવ કરશો, ઇંદ્રને કહેવા જાઉં. ૨૯ એમ કહીને ઉઠી ચાલ્યા,વિચારી રૂષીરાય; તરત પોતે આવીયા, જ્યા ઇંદ્રની સભાય. ૩૦ આસન આપી પુજા કીધી, પ્રેમે લાગ્યો પાય; ઓ મહારાજા કેમ પધારયા, અહો રૂષીવર રાય. ૩૧ નારદ વાણી બોલીયા તું, સાંભળને સરવથી, હું જાણુછું તારા ઘરમાં, ખાવાનું કાંઇ નથી. ૩૨ ઇંદ્ર કહેછે એ શું બોલ્યા, રાખો કઇએ હામ; જે જોઇએ તે હાજર કરૂં, બતાવોને કામ. ૩૩ નારદ વાણી બોલીયા, તું સાંભળ ઇંદ્રરાય; પંચાળદેશનો પુરણ પ્રેમી,કહીએ દ્રુપતરાય. ૩૪ સ્વયંવર તેણે ત્યાં રચીયો, મળી મેદની અપાર; રાજપુત્ર ઘણા ત્યાં આવ્યા, વળી આવ્યો તુજ કુમાર. ૩૫ તે મચ્છવેધન કરવા ચડીયો, કાપડીને રૂપ;વસ્ત્ર શણગાર છે નહીને, થઇ ગયો તદરૂપ.૩૬ ફાટેલો છે તંગીઓને, માથે ફાળીયું જેહ;પાસાબંડી ખાદીની છે,નથી આખી તેહ.૩૭ અઠાશીહજારરૂષી ભરાયા, ભુપ તણે ભોવન;છપ્પનકોટી જાદવ તેડી,આવ્યા જુગજીવન. ૩૮ લાજ લાખેણી જાય એમની, કોપ્યા જાદવરાય;ઇંદ્રરાયને ખબર કરો,તારા ઘરમાં નથી ખાવાય.૩૯ પંચ કેશતો વધી ગયાછે,વરવો એનો વેશ;માટે દેવને તેડીને આવો,પેહેલા ઉતારો એના કેશ.૪૦તેત્રીસ કોટી દેવને તેડી,આવો બેસી વિમાન;છાનોમાનો મને મોકલ્યો, સામળીયે કીધી સાન. ૪૧ ઇંદ્ર કહે તમે ફીકર નવ કરશો વચન એવું કીધું; તેત્રીસ કોટી દેવને તેડાવવા, દદામું ત્યાં દીધું. ૪૨ ઇંદ્ર રાજા ઇંદ્રાણી સાથે તરત થયો તઇઆર, પોતાને પહેરવાના લીધા શોભીતા શણગાર. ૪૩ દલમાં દાખી વાણી ભાખી,હરખ મનમાં લાવો; પંચાળ દેશનો દ્રુપતરાજા,ત્યાં વિમાન બેસી આવો. ૪૪ મુજપુત્ર મચ્છવેધ કરે ત્યાં જુએરે આખી સ્રૂષ્ટી, તેના ઉ·

આપણ સર્વે કરો મોતી પુષ્પની વૃષ્ટી. ૪૫ એમ કહીને તેડી ચાલ્યો ક્ષણના લાગી વાર; વૈમાન બેસી દેવ આવ્યા પંચાળ દેશમાં જાય. ૪૬ અંતરીક્ષ મ.ર્ગે આવીને ઉભા મનુ વિચારે સરવથી, સામળીઆ વીના આખી સ્રષ્ટી કોઇ દેખતું નથી. ૪૭ કાપડી વેશે પંચ કેમે પુત્ર પોતાનો જોઇ, નારદે સાચું કહ્યું ના કાર્યં તેમાં નહી સંદેહ. ૪૮ રાતીઆ સઘળા બેઠેલા સભામાં વિચાર કરીયા મન, ઉંચું ભાળતું નજરે ન્યાળું થયા દેવનાં દરશન. ૪૯ મનમાં વિચાર એવા કરતાં પોતે ત્યાં તતખેવ; આ કાપડી ઉપર ચડતો છે ક્યાંથી આવ્યા દેવ. ૫૦ આ વાત તો અવનવી છે આને શું કહેવાય; જાણું આના ઉપર ચડીયા કે ચડીયા શિવરાય. ૫૧ તે વિના આ કોઇ ન આવે. પુછે માંહો માંહી કેમ; થંભ ઉપર દેવ આવ્યા અમને પડે છે વહેમ. ૫૨ કોણ જાણું વેશ બદલી ચડ્યા દિનાનાથ; કોઇ કહે બ્રહ્માએ ચડીયા, કોઇ કહે ભોળાનાથ. ૫૩ જેને જેવું ફાવે તેવું મુખ બોલે વચન; કાપડીને દુષ્ટ દેખે, છે સર્વેયાને દરશન ૫૪, ઇંદ્રે આવી અરજુન ઓળખ્યો, પાસ કેરી માંહ; પુત્ર તેહને સજ્જ પાસે, લીધા હથિઆર કરની માંહ. ૫૫. ॥ વલણ. ॥ હથિયાર લીધાં હાથમાં ઇંદ્રરાયે સાર; વ્યાસ ત્રિકમ વાણી વદે, પહેરાવે શણગાર;

## કડવું ૩૧ મું રાગ રાજન રાજેજી.

વૈશંમપાયે એણીપેરે બોલ્યા તું તો, સુણ જનમેજે રાયરે; રાજન રાજેજી, વિસ્તારીરે તુજને સંભળાવું કહું મછવેધન મહિમાયરે. રાજન રાજેજી. ૧ ઇંદ્ર રાજાએ હરખ ધરીને, કામ તે કોડે કીધાંરે. રાજન૦ પોતાના હૈયામાં હુશ ધરીને. હથીયાર હાથમાં લીધારે, રાજન૦ ૨ પુરણ પ્રીતે એકજ ચીતે, એકજ લીધુ છે બાણરે; રાજન૦ કોઇને ખબર પડે નહી તેમ, પાર મેલ્યું નિરવાણરે. રાજન૦ ૩ પોતાના પુત્ર ઉપર પ્રેમ રાખીને, કામ સપાટે કીધારે. રાજન૦ પુરપાત બાણજ પેહેલું આવ્યું, પંચકેશ ઉતારી લીધારે. રાજન૦ ૪ બીજુ બાણ બાહુ બળે મેલી, ફાળીયું ખેંચી લીધુ ત્યાંહરે; રાજન૦ ત્રીજુ બાણ તરતી બેરે મેલ્યું, ઉષ્ણોદકનું કહેવાયરે. રાજન૦ ૫ સામળીયો સહુ જોયા કરેછે, જુએ દુરજોધન ભુપાળરે; રાજન૦ ચોથુરે બાણ ચતુર થઇ મેલ્યું, પેહેરયો સોનેરી સુરવાળરે. રાજન૦ ૬ કેડે કંદોરો ને પગમાંરે તોડો, મોતીનો તોરો માંથેરે. રાજન૦ કડાં સાંકળાં વેઢને વીંટીયો, બાજુ બંધ બાંધ્યા હાથેરે. રાજન૦ જમોરે જરકશીનો આવીયો, પહેરાવ્યો ઝડપથી ઝટરે; રાજન૦ માથારે ઉ-

પર મણીનોરે શોભે, નવ નેરીનો મુગટરે. રાજન૦ ૮ મણીની માળા કોટમાં પ-હેરાવી. જુએ છે જુગદા ધારરે; રાજન૦ હુંશ ધરીને ઇંદ્રિ રાજાએ, હીરાના પ-હેરાવ્યા હારરે. રાજન૦ ૯ કેડે કમર પટો કશીનેરે, બાંધ્યો સૌથી કરયો સવૈ-યારે; રાજન૦ સોનાનીરે કટારી ઘાલી,તેની જોડે બાંધ્યો જમૈયોરે. રાજન૦ ૧૦ શોભા સહુની રાખે હૈયામાં હરખે, ખરી ખુબીથી તતખેવો; રાજ દામોદર દુઃખડું ડાટીરે દીધું, જાણે ઉપરથી આવ્યો કોઇ દેવરે. ૧૧ રાજન. ૧૧ એમ શામળીએ શોભા વધારી, ઉઠયા સભામાંથી તત્કાળરે રાજન. રાજસભમાં રાજી થઇ આવ્યા જયાં બેઠા ગંગા કેરા બાળરે. રાજન૦ ૧૨ પ્રભુને દેખી પુરણ પેખી બોલ્યા ગંગાના તનરે. રાજન૦ એ મહારાજ આશું થયું આજે દેવ આવ્યા સ્વર્ગ ભોવનરે. રાજન૦ ૧૩ દ્રોણ રૂષી ખુસી થઇ બોલ્યા વળી કૃપાચાર્યજ સુન્યરે. રાજન૦ અસ્વસ્થામા એણીપેરે બોલ્યા મને દેખાય જાણે અ-રજુનરે.રાજન૦૧૪ ત્યારે સતિયા સાચું રે બોલ્યા વચનનું વેણ હજોરે. રાજન. પાતાળીઆએ પહેલું વચન લીધુ છે,મચ્છવેધન અરજુન હાથે થજોરે. રાજન૦ ૧૫ શ્રીકરનએ સાચું રે જોયું, બોલ્યા તે સત્ય વચનરે.રાજન. સુકીત સઘળું તમે આપ્યું તું આવ્યા એ અરજુનરે. રાજન૦ ૧૬ ત્યારે તે સભામાં જોયું રે. ચારે દેખી નજર થઇ રહેમરે. રાજન૦ સતિઆ શામળીઆનેરે પુછે બતાવો એનો ભાઇ ભેમરે. રાજન૦ ૧૭ સુંદરે બ્રહ્મ સભામાં બતાવ્યું હવે બાનાં નવ કોઠોરે રાજન૦ ભીમસેન કહેછે તમને તરકીગો બતાવું, જુઓ દ્રોણની પાછળ જોડોરે. રાજન૦ ૧૮ વાસાહરતી સાથેરે ઉભા, જુએ એક પછી એક એમરે; રાજન; પરીક્ષીત ખામી થઇ એમને, ભાઇ દીઠા નહિ ભેમરે. રાજન૦૧૯ ત્યાં-થી નારાયણ નીકળીને તાકા,આવ્યા બ્રહ્મસભાની માંહરે.રાજન૦ બાહુરેબળીઆ બળીભદ્ર બેઠા છે,હુંશ ધરીને આવ્યા ત્યાંહરે. રાજન૦ ૨૦ બાહુરેબળીઆ બળીભદ્રને,કહેછે જુગજીવનરે રાજન રાજેજી; સુકીત તમારૂં આપ્યું પહેલેથી, આ ત્રાંસે ચડયો છે અરજુનરે.૨૧ શ્રીકરણ સાથે બળીભદ્ર બોલ્યા, કૃષ્ણ બોલો છો આશું કેમરે;રાજન૦ આ અરજુન તમે મુજને બતાવો, કયાં છે જોડો ભાઇ ભેમરે. રાજન૦ ૨૨ કૃષ્ણ કહે જુઓ બ્રહ્મસભામાં, બોલ ન બોલું આડોરે; રા-જન૦ દ્રોણરૂષીની પાછળ બેઠા, જબરો ભેમ એ જાડોરે. રાજન. ૨૩ બાહુબ-ળીઆએ સુકીત આપ્યું, દુઃખ દાળીદ્ર એનાં જાજોરે; રાજન૦ આજ સુધીનું એને સુકીત આપું, એનાથી કામ આ થાજોરે. રાજન૦ ૨૪ ત્યારે સતીઆનું સામળે લીધું, પાંચમા બળીભદ્ર રાયરે; રાજન૦ એ પાંચેનું પુરૂષ

પુરાણી, કોઇને આપ્યું ત્યાંયરે. રાજન૦ ૨૫ પાંચેનું પાંડુપુત્રને આવ્યું, સુકિત સારૂં એજરે; રાજન૦ કુંતા કુંવરની બદલાઇ કાંતિ, તરતીબે વધીયું તેજરે. ૨૬ તેજનો સલકાર દીઠો એનો, આખી સભા થઇ ઝાંખીરે. રાજન૦ દુર્યોધન શકુનીનેરે કહેછે,વાણી વીવેકે ભાખીરે.રાજન૦૨૭ જાણે ઉપર કોઇ દેવ આવી ઉભો, શી સારી થઇ શોભાયરે; રાજન૦ કન્યા બરોબર તેજ થયું છે, ઝાંખી પડી સઉ સભાયરે. રાજન૦ ૨૮ વર કન્યાનું જોડુ જણાય છે, ચિતમાં ચીંતા થાયરે. રાજન૦ એવું દેખી દુર્યોધન મનમાં, બળી બળી બહુ જાયરે. રાજન૦ ૨૯ જાદવરાયે ઝાંખીરે જોયુ, કન્યા જેવો દેખાયરે; રાજન૦ પણ મારૂં મન પ્રસન્ન નથી પુરૂ, હજુ તેજ વધારૂ એનું આંયરે. રાજન૦ ૩૦ હરીને અહંકાર નથીરે વહાલો, એવું ધરણીધરે ધાર્યુંરે; રાજન૦ કદી કન્યા એ મનમાં ફુલાશે, અહંકાર એનો ઉતારૂંરે. રાજન૦ ૩૧ દામોદરનેરે આ દુઃખ થયું છે, ભક્તની ભીડ ભાગવાયરે; રાજન૦ એમ ચંતા ચતરૂભુજ કરેછે, વિચારે મનની માંયરે. રાજન૦ ૩૨ એમ જાણીને ઉલટ આણીને, ઉઠયા જાદવરાયરે; રાજન૦ ફરીરે ચાલ્યા આસનેથી ઉઠી બ્રહ્મસભામાં જાયરે. રાજન૦૩૩ ધીરજ ધારી ગીરીવર ધારી, ઉભા દ્રોમની પાસેરે; રાજન૦ દ્રોમરૂષીએ સામુંરે જોયું, આવો શ્રી અવીનાશરે. રાજન૦ ૩૪ હરી અચંબો હૈયામાં લાગ્યો, કૈતક સરખું થાયરે; રાજન૦ ગાંડો ઘેલો પેલો કાપડી ગયોતો, તેની બની શી શોભાયરે. રાજન૦૩૫ મારા મનમાં મોટા સંદેહ પડે છે,સત્ય કહુંછું તતખેવરે; રાજન૦ જાણે ઉપરથી કોઇએ ઉચકીજ લીધો, આવ્યો ત્રાસમાં દેવરે. રાજન૦ ૩૬ બીજા ચાર મારી પુંઠે બેઠા છે, તે દેખાય એવાને એવારે; રાજન૦ છત્રપતીને સહુ રાજારે બેઠા, ઝાંખા બની ગયા તેવારે. રાજન૦ ૩૭ તેનારે કરતાં એની શોભા વધી છે,મન રહ્યું મારૂં મોહીરે; રાજન૦ સમાધી સામગ્રી રૂષીએ ચડાવી, ધરીયું ધ્યાનમાં જોઇરે. રાજન૦૩૭ એમ પાતળીયાએ પ્રેરણારે આપી, ગયા પોતાને આસનરે; રાજન૦ રૂષીએ ખુશી થઇ સમાધી ઉતારી, જાણ્યો એ અરજુનરે. રાજન૦૩૮ રૂષીને ચિંતા ઝાઝી થઇ ત્યાં, કરે છે મનમાં વિચારરે રાજન૦ હુંરે અભાગી એ કાંઈ નવ સમજ્યો, મુજ ઘેર ક્યાંથી કુન્તા કુમારરે. રાજન૦ ૩૯ સત્યવાદીને મેં નવ ઓળખ્યા, તેથી લાગ્યું દારૂણ દુઃખરે; રાજન૦ અહીંઆં હવે મારે શું કરવું, ઉતર્યું એનું મુખરે. રાજન૦૪૦ ચોધારાં આંસુ લાવીને બોલ્યા, હવે વલે શી થાયરે; રાજન૦તરફોડા એમને મેં કર્યા અતિશે,હવે પડું સાગર માંયરે. રાજન.૪૧॥ વલણ ॥ રૂષીએ રોવા માંડીયું ,નથી ધારણ રહેતું ધીર; મોહન મુજને શું કહે, નયણે ભરતા નીર.

## કડવુ ૩૨ મું રાગ ઓખાહરણનો વર વરવાનો.

વૈશંપાયે રૂષી એણીપેરે બોલ્યા, સુણુજનમેજય રાયરે; કુમ રૂપિ રૂદન કરે છે, જઇ પડું તે સાગર માંહરે. હવે જીવી શું કરૂંરે. ૧ છતી વિદ્યાએ છેલ છબીલા, આ શો કરાવ્યો સંતાપરે; ભેદ ભુધર મેં જાણ્યા નહિ તારા, આ શું લાગ્યુંમને પાપરે. હવે૦ ૨ નિરભાગીને ઘેર ગંગા આવી પણ નિરભાગી નવ નાહયોરે; ત્યારે ગંગાજી અલોપ થયા ત્યારે, નિરભાગી મન પસ્તાયોરે. હવે ૧ ધર્મ ધોરીંધર મુજ મંદિર આવ્યા, અભાગિયે ઓળખ્યા નહીજીરે; હુંકારા હુંકારા કર્યા હશે મેં,બુધ્ધી તે બગડી ગઇરે. હવે ૪ સતવાદીની શેવા ન થઇને ઉલટો કર્યો તિરસ્કારજી; અકળાઇ જાઉંછું અતિશે મનમાં, અવતારને ધિકારરે. હવે ૫ કાપડીરૂપ ભુપ એ આવ્યા, ન કહ્યા નીતિ વચનજીરે; હવે શો ઉપકાર કરવોરે એમને, માને મારૂં મનરે. હવે ૬ ભકતને ઘેર ભુધર આવે પણ, પાપીથી નવ ઓળખાયજીરે; કાગડાની કોટે હાર હીરાનો તેવી થઇ મારી કાયરે. હવે ૭ આરશી મુકીએ આંધળા આગળ, અંધને કંઇ ન દેખાયજી; બહેરાના કાનમાં ભુંગળ ફુંકે, તોયે નવ સંભળાયરે. હવે ૮ આશ્રમ જાણી ઉલટ આણી, આવ્યા સતીના કુમારજી; ઉતરવાને ઉતારો ન દીધો, જીવતરને ધિક્કારરે. હવે ૯ ધરતી માતા આપોને મુજને, ભરી સભામાં માગજી; સંતાપ તાપ સામટો આવ્યો મુજને, આતે શી ઉઠી આગરે. ૧૦ મુજ રંકને ઘેર એ કયાંથી આવવા, ઓળખી હૈયું હરખાયજી; પાપ મારૂં પાછળ પડીઉં, હવે શો કરવો ઉપાયરે. હવે ૧૧ એમજ જાણી દયારે આણી, ઉઠયા ધરમરાયજી; સનમુખ આવી ઉભા રહીને, પ્રેમે લાગે પાયરે.હવે ૧૨ ભીમ કહે બાઇ રડવા દોને બોલ ન રાખું છાનોજી; દારૂણ દુઃખ દીધું તું એણે બ્રાહ્મણ એજ મનાનેરે.હવે ૧૩ ધર્મ ધોરીંધરે હાથ જોડીને ગળ ગળી કહી વાણીજી; ઓ મહારાજા ક્ષમા કરોને, શીદ ભરો આંખે પાણીજી. હવે. ૧૪ ॥ વલણ ॥ આંખે પાણી નવ ભરો, બોલ્યા રાય વચન; પતીતને પાવન કર્યા, થયા તમ દરશન.

## કડવું ૩૩ મું રાગ ધનાશ્રી દોહરાનો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા સુણુ જનમેજયરાય,ત્યાર પછે સુ નીપન્યું,કહુ વિસ્તરી મહીમાય. ૧ ધર્મ ધોરીધર બોલી ઉઠયા, સાંભળો રૂષિરાજ; આશિરવાદ અરજુનને આપો, જેથી કરે એ કાજ. ૨ તમ પ્રતાપે અમે સુખ પા-

જ્યાં, મન ધરીને ઉત્સાહ; અરજુન ઉપર ઉભો રહયો, તેને દો આશિરવાદ. ૩
ત્યારે દ્રોણ રૂષિ ત્યાં બોલ્યા, શું કરવા છુપાવી જાત; મુજને આવી કહયું હો
તતો, ના કરત કોઈને વાત, ૪ ધર્મ કહે છે એ સાચુ કહોછો, અજાણે દોષ ન-
હી; અપરાધ અમારો ક્ષમા કરો, એ વાત અમે નવ કહી. ૫ પ્રસન્ન થઈને
પ્રેમ આણી, નહિ રહે બાપ્યની ન્યુન્ય; અરજુન હાથે મછવેધ થાશે, આપુ સુ-
કીતનું પુન્ય. ૬ પાંચહજાર વરસના તપનું, પુણ્ય આપ્યું જ્યારે; કાંતી એની
કન્યા કરતાં, વધીગઈ છે ત્યારે. ૭ બીજા સઘળા રૂશી બેઠા, અત્રી જોગી
જેહ; વસિષ્ઠને વિશ્વા મિત્રએ, સુકીત આપ્યો તેહ. ૮ ભાર હાજ તે ચવન રૂ-
ષિ, ગૈતમ ગુણ ભંડાર; જેમ જેમ તપનું સુકીત આપે, તેમનેજ વધે અપાર.
૯ વાલ્મીક રૂષિ ઘણા વિવેકી, દુર્વાસા જે ડાહયા; કશ્યપને બાલી રૂષિએ, તે
જે વધારી કાયા. ૧૦ અગસ્ત મુનિ પૈલસ્ત મુનિ, કપીલ કૌશિક રૂષી; ભ્રગુ
અંગીરા એને વાસ દેવે, તને શો થયાં ખુશી. ૧૧ એ સઘળાઓ વારા ફરતી,
કષ્ટ પીઆરા કાપે; સો બસેને પાંચસે વર્ષનું સુકીત સઘળાં આપે. ૧૨ આ-
ખી સભાના રૂષિ સઘળા, સુકીત આપે જાય; તેમ તેમ એનું તેજ વધે છે,
જેથી સુર્ય ઝાંખો થાય. ૧૩સ વિતા નારાયણ કરતાં ત્યાં, તેજ વાધ્યું
અપાર; યાદવ સભામાં અવિનાશ બેઠા,મન કરયો વિચાર. સૌસૌની
શ્રદ્ધાએ સૌંપે,સુકીત સૌંપ્યું એજ; શ્રીકૃષ્ણએ સઘળુ આપ્યું બાર સુર્યનું તેજ.
૧૫ઉપર સુરજં વચમાં અરજુન,હેઠે જુગતઆધાર; સઘળાનું સુકીતઆપ્યું, થયો
તેજનો અંબકાર.૧૬ એમ તેજ વ્યાપ્યું મનડું લાગ્યું, રાતી સાયરી નાર; દ્રુ-
પતસુતા અટારીએ બેઠી, જુવેછે વારંવાર.૧૭ ત્યારે સોગ સાહેલી સાથે બોલી
કામ નથી કોઈ કાચું; હાંકેલુ રત્ન કહેતાંતાં,વચન તમારૂં સાચું.૧૮ દ્રુપતસુતા
માં ઉતારી, વાણી મધુરી કહી; બેન સઘળી સાથે બોલો,આ વર વરશે કે નહી.
ત્યારે સઘળી સૈયર બોલી, રાખો હૈયે હામ; આ વર તમને વરવાનો છે, કરશે
નીશ્ચે કામ. ૨૦ પતિભાવે પ્રેમે એ નીરખે, પોતા કેરે મન; ધીરજ ધારી હૈયે
ધારયું, મુજ સાથ કરે લગન. ૨૧ અરજુન ઉભો ત્રાસમાં, એને ચીતમાં ચીંતા
થાય; ધનુષ મારે ચઢાવવું, તેનો શો કરવો ઉપાય. ૨૨ એક છેડો મેલુ ત્રાસમાં
ભાર દેઉ જ્યારે; તો તો બીજુ ત્રાસ તે, ઉંચુ જાશે ત્યારે. ૨૩ પગ મારા બે
પહોળા થાયે, નથી શરીરમાં બળ; એથી હું ઉદાસી થાઉછું, વળી પડું હેઠે
જ્યાં જળ. ૨૪ જળમાં ટટળી પડું તો, મશ્કરી મારી થાય; ભાર દેઉ જો ટેકો
લઈને, ત્રાસ આઘે જાય. ૨૫ શરીરના વચલાજ ભાગમાં, મુકવા કરીયું મન;

દબાવ્યુ ડુંટી ઉપર તો, પડેજ મારૂં તન. ૨૬ એમ જાણી ડુંટી ઉપર, દબાવી જોયું જ્યારે; તો અણીઆરૂ વાગવા માંડયું, પાછું લીધું ત્યારે. ૨૭ એમ વારા ફરતી મનમાં, ઘણા કરે વિચાર; ઉપર ચડયો થઇ મશ્કરી, ઓરે દેવ મોરાર. ૨૮ પુરૂષોતમ પહેલેથી સમજી, મશ્કરી કરાવી મહારી; શણગાર વસ્ત્ર સારા પહેરાવ્યા, એ વાત કરી નહી સારી. ૨૯ નારાયણ મને નથીરે સુજતુ, એક વાતની આંટી; હું જાણું છું આ ઠેકાણે, મારા મોતની ઘાંટી. ૩૦ માટે અવીનાશી ઉગારો, એકે નથી ઉપાય; માંહ્ય બ્રહ્માની લાજ રાખો, તોતો કામજ થાય. ૩૧ અરજ કરે છે શામળીઆને, હવે કરૂં હું કેમ; મારા મનમાં થયો ગાભરો, જાણી તમારો પ્રેમ. ૩૨ સામળીયાએ સામુ જોયુ, અકળાયો અપાર; માટે વીઠલ વહારે ચડીયા, પોતે જુગદાધાર. ૩૩ ગોવિંદ થયા ગોળારૂપે, પેઠા પેટની માંહ; નાભીએ નારાયણ વસીયા, એને બુદ્ધિ આપી ત્યાંહ. ૩૪ ડુંટી ઉપર દબાવી જોયું, વીઠલ વજર રૂપે બનાવ્યું; તેના ઉપર અરજુનજીએ, ધનુષ ત્યાં દબાવ્યું. ૩૫ ત્યારે એને વાગ્યું નહી ત્યાં, સમજ્યો મનની માંહ; સહાય કરી સામળીએ મારી, હવે નથી ચંતાય. ૩૬ જેને માથે શ્રીહરી છે, એ સામળીયો સાચો; પહેલેથી પ્રભુ જાણતાતા, આ ભકત મારો કાચો. ૩૭ એમ જાણી ઉલટ આણી, છેડો દબાવ્યો જ્યારે; બીજે હાથે બળ કરીને, વાંકુ વાળ્યું તારે. ૩૮ પ્રચંચા ચઢાવી અને થયો, તર્ત ટંકાર; સકુનીને દુરજોધન કહે, ના થઇ ચડાવતાં વાર. ૩૯ સત્યજી વાતની ના કહીતી, મન લેતાંતાં હામ; ને ના તમારા મ્હોમાં રહીને, કર્યું એને સઉ કામ. ૪૦ તને એવું મુજને કહેતાતા, વાણી જે મુખથી; કરણરાયનું ધનુષ એનાથી. ચડવાનું કાંઈ નથી. ૪૧ કરણ કહે એક અરજુન ચડાવે, બીજો ન ચડાવે કોય; માટે મુજને વ્હેમ આવ્યો, આને અરજુન હોય. ૪૨ શકુની કહે ફકર ન કરશો, નથી રહેવાની હામ; એક બાણ કેવું મુકે છે, કરવાને ગ્રાગુ કામ. ૪૩ દુરીયોધન કહે મામા મારા, સત્ય કહ્યુ આ કામ; તમે જેટલાં ના કહયાંતાં, કર્યા તેટલાં કામ. ૪૪ મામા શકુની બોલી ઉઠયા, હવે થવાનો અન્યા; હમણાં હેઠો પડશે, તારા ભાગની છે કન્યા. ૪૫ છત્રપતિ કહે એ છે સાચું, વાત રૂદેમાં ધારી; તમારૂ કહેલું થાય તો, એ કન્યા થાય મ્હારી. ૪૬ શ્રોતાને અહી સમજી લેવું, વાત રૂદેમાં ધરવી; દુષ્ટના કહ્યા પ્રમાણે કહીયે, એની હાયે હા કરવી. ૪૭ શાસ્ત્રની નીતી રીતી છે, કરવો ઉંચનો સંગ; દુરીજનથી દુર રહેવું, ન લાગે પાસનો રંગ. ૪૮ સત્યવાદીના દીકરાઓ, સંતોષ મનમાં રાખે; દાન દયાને દીનતા વળી, વાણી સત્યજ ભાખે. ૪૯ એવા ગુણ જે સમજે છે, તે તેને નહી

ઉપાદી; માટે આ કથા સમજીને, રાખો તેની યાદી. ૫૦ દાખલા રૂપી આ કથા છે, સમજી લેજ્યો સાર; આવી રીતી નીતી પાળે, તેણી વ્હાર કરે મોરાર. ૫૧ આવા ગ્રંથો સાંભળવાથી, સમજે સારની જુકતી; દાન દયાને દીનતા રાખે, તેની થાયે મુકતી. પર ॥ વલણ ॥ મુકતી પામે તે ધણી, સાંભળજો શ્રોતાય; ત્યાર પછી શું નીપન્યું, કહું તેતો મહિમાય.

## કડવું ૨૬ મું રાગ ચોપાઈની સાખીનો

બોલ્યા વૈશંમપાયે વચંન, સાંભળ જનમેજે રાજન; કહું મચ્છવેધન મહીમાય, એક ચીતે સાંભળજે રાય. ૧ ધનુષ ચડાવી કરીયો ટંકાર, સઉ ખળ ભળ્યા રાજકુમાર; માંહોમાંહી કરેછે વાત, કન્યા પરણશે એ સાક્ષાત. ૧ દશ દિશાઓ ખળભળી ઉઠી, સનકાદિકની સમાધિ છુટી; ગાજ્યો પાંડુ તણો એ બાળ, પડી દુર્યોધનને ફાળ. ૩ કોપ્યો સુરજ કેરોરે બાળ, એનો રૂદેમાં વાપ્યો કાળ; નક્કી અરજુન નિરંધે થયું, મારૂં હથિયાર ના રહયું. ૪ હવે બોલ રૂદે નહી સાંખુ એને ત્યાં ને ત્યાં મારી નાંખું; કર્યું કપટી કાળીયે કૃષ્ણ, ન સમજ્યો હું મનમાં પ્રશ્ન. ૫ છત્રપતિને ચિંતા થઇ, બોલાવ્યો તર્ત ત્યાંહી; આવ્યો કરણ રાય ત્યાં જ્યારે, દુર્યોધન બોલ્યો ત્યારે. ૬ ભાઇ આતે શું કહેવાય, મારા ચિતમાં ચિંતા થાય; આતો કર્યો અધરમીએ અન્યાય, ખોઈ બેઠા રૂપાળી કન્યાય, ૭ હું આવ્યો તો પીઠી ચોળી, મારે હૈયે સળગે હોળી; આ થયું રે દારૂણ દુઃખ ઘેર શું દેખાડીશ મુખ. ૮ આપણ લઈ આવ્યા જાન, જાન ઠેકાણે થશે કાણ; માટે બોલ મારો રૂદે ધરો, કહયું તે કામ કરો. ૯ બોલ્યો કરણ ત્યાં સરવથી, જીવતો ઉતરવા દેવાનો નથી. જોઉં કન્યા લેઇએ જાય, એને મારૂં ત્રાસની માંહ ૧૦ તમે વિચારો અંતઃકરણ. એને ઢાળી નાંખીશ ધરણ; તમે સૌ થાજો તૈયાર, હાથ ધરીને હથિયાર. ૧૧ એમ બોલ્યો રાજા કરણ, પછી કરીશ કન્યાનું હરણ; તમે હેઠે મારજો માર, એમ બોલ્યો સુર્ય કુમાર. ૧૨ તું ચિંતાતુર નવ થઇશ, હું કન્યા લઇ નાશી જઇશ; મારા ઉરનું અગ્ની હોલવું, તુજ સાથ એ પરણાવું. ૧૩ એની ચિંતા બેઠી હેઠી, જાણે ઘરમાં કન્યા પેઠી; હરખ્યો દુર્યોધન ભુપાળ, કરણ. ત્યાંથી ગયો તત્કાળ. ૧૪ જઇ બેઠા પોતાને આસન, એનું માન્યું અતિશે મના દુર્યોધને બોલાવ્યા મામ, તમે આવો ને મારા સામા. ૧૫ વાત સાંભળી તત્પર થાઓ, મારા ભાઇઓને કહેવા જાઓ; સૈન્ય સઘળી તૈયાર કરજો. આ બોલ રૂદેમાં ધરજો. ૧૬ માર્યા વિના મુકશો નહી

અહીંયા તોફાન કરવુ સહી;વાત સમજી ગયો મનમાંહ,સૌને ચેતાવ્યા મામાએ ત્યાં ૬.૧૭.રાઉ રાજાએ વાત જાણી,થાશે દ્રુપતનું ધુળ ધાણી;એમ સભામાં જણાઇ વાત,દ્રોમ રૂષિને થયો ઉચાટ.૧૮ ઉડયો આપણી સભામાંથી એહ,ઓટુ લાંછન લાગેતેહ; બીજા રૂષિઓ બોલ્યા એમ, એને મારવા દઇએ કેમ.૧૯ આપણે વ-હારે એની ચડશું, સૌ રાજાઓ સાથે લડશું; આપણે મારીએ ભભુત ગોળા, એમના ભરાય આંખના ડોળા. ૨૦ લઇએ ત્રિપુંડ કરની માંહ, છુટાં મારીશું કપાળ માંહ; મારી આચમની પંચ પાત્ર, એમ નાખી થીલ કરશું ગાત્ર. ૨૧ માળાઓને ગોમુખી,મારી કરીશું ઝાઝા દુઃખી; એમ ધાર્યું રૂષિરાય, પછે દ્રુપતે વિચાર્યું ત્યાંહ. ૨૨ હૈયામાંરે હરખ આવો, દ્રોપતીને અહિંઆ લાવો; નૂક્કી થાવાનો મચ્છવેધન, રાજાએ વિચાર્યું મન. ૨૩ સંદેશો સેવક સાથે કહાવ્યો, સાંઢણીએ બેશી આવો; સણગારી સાંઢણી ત્યાંહ, પછે મોકલી તેડવાય ૨૪ અટારી આગળ ઉભી જ્યારે,પડી ખબર સતીને ત્યારે;હેઠે ઉતરી લઇનેરે દાસ, ચમર ઢોળાય ચારે પાસ. ૨૫ સતી ઊતર્યાં તરત હેઠાં, હરખે સાંઢણી ઊપર બેઠાં; સુપ્યાં શુંઢમાં કળશ ત્યાંહ, વરમાળા ઝાલી કરમાંહ. ૨૬ તે વેળા થઇ જોવાની ખુબી, આવી જળકુંડાળે ઉભી; જુએ સઘળા સતીનું રૂપ, જોઇ રા-ય થાયે તદરૂપ. ૨૭ ભાઇ હવે થવાનું કેમ, બ્રહ્મ સભામાં ઉઠે ભેમ; બેઠેલા તે ઉભા થાય, વળી બેસાડે ધરમરાય. ૨૮ હાથ ઝાલીને એને બેસાડે, તોયે મન-માં જવું એ ધારે; ત્યારે બોલ્યા સહદેવ ત્યાંહ, ભાઇની કાંતી કેવી એ દેખાય. ૫૯ ॥ વલણ ॥ બાંધવ મારા સાંભળો, કહું છું ધર્મ રાયરે; ધનુષધારી ત્રાસમાં ઉભા, કેવું રૂપ દેખાયરે.

## કડવું ૩૫ મું રાગ ઊછળતી દેશી.

ભાળો ભાળો ભાઇનું રૂપ, શોભા સ્વયંવર તણીરે; જેની કાંતી કંદ્રપ સ-માન, ઊગ્યો દીનમણીરે. ૧ લાખા ભોવનમાંથી ઉગારીયા, લાંબી આયુષ ની દોરી; દાણીક રાક્ષસને મારીયો, ભીમ પરણ્યો હેડંબા ગોરી. સોભા૦ ૨ હેડંબા સુર ચોરી કરી ગયો, ભીમ ન ગયો કોઇનો હારયો; સોમણનો લાડુ ચાવી મણ ચણા, ભીમે સાળો તે કુટી મારયો. શોભા૦ ૩ કદંબાસુર લઇ ગ-યો, બુદ્ધીનો બહુ તોરી; ભીમ ભાઇને ખબર પડી, બીજીવાર કયાં થઇ ચોરી. શોભા૦ ૪ શોધ કરતો ભીમ આવીયો, ભીમે દાવા દુશ્મન દાખ્યા; સોભા૦ કીચકબીરા તેમને, ભીમે વાવતી વિષે નાંખ્યા. શોભા૦ ૫ ત્યાંથી ચક્રા નગરી

આવીઆ, ભીમે મારો મારો ભાખ્યો; સોમણુનો લાડુ પચીસમણ દુધ પીને, બક રાક્ષસ ચીરી નાંખ્યો. શોભા૦ ૬ ચક્રાવતીમાંથી ચાલીયા, કર્મની રેખા જાગી; અરધી રાત્રે કુન્તા માતાને, તરશ તરતીબે લાગી. શોભા૦ ૭ ભીમશેન કહે એ માવડી, વેડજ કયાંથી જાણી; એરે મારી માંવડી, બેડે બેડે તરશા શાની લાગી. શોભ૦ ૮ કુન્તા કહે છે દીકરા મારા, કંઠે પડે છે કાંટા; એરે ભીમ દીકરા મારા, બેશી ગયા છે ધાંટા. શોભા૦૯ ગાંધર્વને ત્યાં જીતીયો, હરખ મનમાં લાવ્યા; શ્રીહરીનું નામ દેતા, દ્રોમ રૂષિને આશ્રમે આવ્યા. શોભા૦ ૧૦ સેવા રૂષિની કરી, ના રહી ભાયગની નુન્ય; ટાઢ તાપ બહુ વેઠીયા, આજે ઉગી તું તેનું પુન્ય. શોભા૦ ૧૧ સુર્ય સરખી કાંતી એની, જુએ સઉ રાજન; તેત્રીસ કોટી દેવ આવ્યા, થયા પ્રભુ મનમાં પ્રસન્ન. શોભા૦ ૧૨ ॥ વલણ ॥ સહેદેવ વાણી બોલીયા, પહોંચ્યા મનના કોડ; વ્યાસ ત્રીકમ વાણી વદે, બોલો જેજે શ્રીરણછોડ.

## કડવું ૩૬ મું રાગ ધોળની દેશી.

વદતા વાણી વૈશંપાયે વચનરે, સાંભળને તું જનમેજે રાજનરે; કુન્તા કુંવર ધનુષ લીધુ છે હાથરે, સમર્યા જેને સારંગકીનો નાથરે. ૧ ઉંચી દ્રષ્ટી કરી જોયું ગગનરે, મચ્છનું તો નવ દીઠુ લોચનરે; વાયુ ચારે પાસે ઘણેરો વાયરે, તેથી પુછ લોચન ના દેખાયરે. ૨ ઉપરનો વાયુ ઘણેરો થાયરે, ચક્કર ચાકે પુંદડી ફરતું જાયરે; ત્યારે એના ચિતમાં ચિંતા થઈરે, અંતર્યામી આબરૂ મારી ગઈરે. ૩ નથી સુઝતું સો કરવો ઉપાયરે, હવે તો આ કામ કેમ કરાયરે; મચ્છા તો ઉંચી ઘણી દેખાયરે, લોચન એનું કેવી રીતે વિંધાયરે. ૪ ગુણવંતો પડીયો ગુંચવાડા માંહરે, અંતરયામી શો કરવો ઉપાયરે; શામળીયાજી કરજો સ્હાયરે, નીશ્ચે જાણું આ કામ મુજથી ના થાયરે. ૫ મચ્છાનું તો છે ગાઉનું મળીયું છેટુંરે, પ્રતિબિંબ જોઇ નાંખીસ કેમ હેઠુરે; એમ ઉદાસી મનમાં થયો છે જ્યારેરે, સાંમળીયાયે અરજ સાંભળીત્યારેરે. ૬ વાયુને તો વેગે ત્યાં બોલાવ્યારે, ઉપર તમે બંધ રહેજો અત્યારેરે; અવિનાશીએ આપી આજ્ઞા ત્યાંહરે, ફરતુ મચ્છ બંધ રહ્યું છે જ્યાંહરે. ૭ તેથી મચ્છ તરત રહ્યું છે સ્થીરેરે, અરજુનને આવી ધારણ ધીરરે; ધનુષ ઉપર બાણ ચઢાવ્યું જ્યારેરે, નીચે જોને જળકુંડીમાં જોયું ત્યારેરે. ૮ પ્રતિબિંબ જળમાં સ્થીર દેખાયરે, હેવામાં

તો હરખ અતિશે થાયરે; પ્રથમ ભાગે વિષ્ણુનું કરીયું સ્થાપનરે, આઠમે ભાગે મુકયા પંચવદરે. ૯ ટોચ ઉપર મેલ્યા છે બ્રહમાયરે, સઘળા આવી કરજો મ્હારી સ્હાયરે; પાંડુ પુત્ર એમ બોલ્યો અરજુનરે, કુંન્તા માનું પેહેલું મેલ્યું છે પુન્યરે. ૧૦ મોટા ભાઇ સંભાળ્યા ધરમરાયેરે,તેમનું તો સત્ય મેલ્યું છે ત્યાંહરે; જળમાં જોયું મચ્છ નું લોચન દેખાયરે, શકતીનો મંત્રજ ભણીયા ત્યાંહરે. ૧૧ વીજળી સરખી બાણુની થઇ સોભાયરે, દેવ સઘળા જુએ છે નભની માંહ; હવે બાણ મચ્છને વિંધવા જાયરે, જોરે કરીને ઝડપે મારે છે ત્યાંહેરે.૧૨ ॥ વલણ ॥ જોર ઝાઝુ જણાવીયું, હૈયે ધારી હોડ; વ્યાસ ત્રીકમ વાણી વદે, બોલો જેજે શ્રીરણછોડ.

## કડવું ૩૭ મું રાગ કટાવ છંદ.

અરજુન જુવે હુસ ધરીને, હૈયામાં વિચાર કરીને; ધરણીધરમાં ચીત ધરીને, જળમાં જોયુ મનડુ મોહ્યું, મચ્છ વિંધવા ચિત પરોયું, ઠરીને રહીને બાણુ જ સહીને, લોચન જોયું, નીચે જોયુ, જોર વપુનું નથીજ ખોયું, જોર કરીને મેલ્યું ઝડપથી, વીજળી સરખો થયો ઝબકારો, , ભયનો ભારો, ક્ષત્રી સુતનો હોયજ ધારો, સુસવાડ કરતું નથીજ ડરતું, ધનુષમાંથી બાણ નીસરતું, જાણે જબરો અગ્ની ઝરતું, સાદ થાય છે સરરરરરર, ઘોર થાય છે ઘરરરરરર, ધરણી ધ્રુજે ધરરરરરર, ઉપર ફેંકયું ફરરરરરર, ઝાલ્યું લોચન ઝરરરરરર, થયો કાટકો કરરરરરર, ફાટયું લોચનું ફરરરરરર, ગયું પુછડુ ખરરરરરર, વિંધી નાખ્યું ઝરરરરરર, વિષ્ણુ કટકો ઉંચે ચડીયો, લોચનમાં તે જઇને અડીયો, મચ્છાનો તો ઘાટજ ઘડીયો, તે કડકો લઇ હેઠે પડીયો, શીવ મંત્રથી થયો સપાટો, કર્યો ઝપાટો આડો આંટા, ભેરવી લઇને, બાણજ સહીને, નીચે પડે છે ધારણ ધાઇને, ત્રીજો કટકો ઝાલી લઇને, ભડાક દઇને, બહુજ બળમાં, લાવે પળમાં, ઉતરે હેઠે એની કળમાં, ઠેકાણે નાંખવું છે સ્થળમાં, ઝડપ લેઇને નાંખ્યું જળમાં, આહાકાર થયોજ ભારી, જુવે છે સહેલી સારી, પહેલીથી ધારણા, અમે ધારી ભુપ જુએ છે, નજરે ભાળી દુરીયોધનની, નજર કાળી મામો ઉડો સઉ સંભાળી એમ સઘળા વિચાર ધરતા દેવ પુષ્પની વૃષ્ટી કરતા, જેજેકાર સઉ મુખ ઓચરતા, થાય દુદભી ઉપર ડંડા, જુએ છે વંકા બન્યા બાવરા, બહુજ બંકા સઉના મનમે થઇ છે શંકા, પાંડવ ત્યાં તે પ્રગટ થયા છે, રાય માત્ર ત્યાં જોઇ રહયા છે, કાંઇક રાજા ઉભા થયા છે, બાણ તાકી મારવા ઉડયા છે, પાંડુ પુત્રના પહોચ્યા કોડ, કરે રાજા મહી દોડા દોડ, હવે શો કરવાનો તોડ, ભાઇ

બોલો જે જે શ્રીરણછોડ. ॥ અરજુને મચ્છ વિંધીયો, નાંખ્યો જળની માંહ; હથીયાર લઇ ઉભા થયા, કોરવો તો ત્યાહરે.

## કડવું ૩૮ મું રાગ અહોરાયજીનો.

વૈશંપાયે રૂષી એણીપેરે બોલ્યા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નીપન્યું, કહું વિસ્તારી મહિમાય. અહોરાયજી સુણીયે૦ ૧ મચ્છવેધ અરજુને કરીયો, હરખ મનમાં લાવી; સતિ સાધવી દ્રુપતી તે, હાથણીએ બેશી આવી. અહો૦ ૨ રાજા માત્રને રીસ ચડીછે, ઉઠયા તેણીવાર; કૌરવ કળકળી ઉઠયા ભારે, કરતા મારો માર. અહો૦ ૩ કરણરાજાને કાળ ચડયો છે. વિચારૂં અંતહ કર્ણ, હથીઆર મારાં લેઇ ગયો, હવે કરૂં કન્યા તું હર્ણ. અહો૦ ૪ એમ જાણી ઉલટ આણી, આવે પાસે જ્યારે; બ્રહ્મ સભામાંથી ભીમ ઉઠી, તરત આવ્યો ત્યારે. અહો૦ ૫ મોટા ભાઇનું કહયું ન માન્યું, કર્ણ હર્ણ કરવા જાય; એટલામાં ભીમ ભાઇ, આવી પોહોંચ્યો ત્યાંય. અહો૦ ૬ બે જણ બાઝયા ગાજ્યા અતિશે, મનમાં કર્યો વિચાર; ભીમસેનને રીસ ચડી ત્યાં, માર્યા તમાચા ચાર. અહો૦ ૭ કરણ રાજા હેઠો પડયો છે, ભીમ ગરવો થઇને ગાઢયો; હાથીણી ઉપરથી કન્યા લઇને , ભીમ તરત ત્યાં નાઠો. અહો૦ ૮ રાજા માત્ર ઉઠયા સરવે, કરતા સૌ મારો માર. બ્રમ પણ ઉભા થયા છે, પાંડુ પુત્રની કરવા વાર. અહો૦ ૯ ચારે પાસેથી ચડીને આવ્યા, વાત રૂદેમાં ધારે; ભેગાં થઇને બ્રાહ્મણ સઘળાં, ભભુતના ગોળા મારે. અહો૦ ૧૦ કરણ રાજાને કૈરવ સરવે, વિચારી નિરવાણ; અરજુન ઉભો ત્રાસમાં, બહુ મારે છે બાણ. અહો૦ ૧૧ શરીર એનું ચારણી સરખું, કર્યું ત્રાસની માંહ; રૂંવે રૂંવે બાણ ભેદયાં તેથી, રૂધીર ચાલ્યું જાય. અહો૦ ૧૨ શકિત શરીરમાં રહી નથી ત્યાં, અરજુનજીને જ્યારે; ત્રણ ભાઇઓ બ્રહ્મસ સાથે, પાસે આવ્યા ત્યારે; અહો૦ ૧૩ ચારે પાસેથી માર પડે છે, અરજુન ઉપર અપાર; ધર્મ કહે હવે શું રે થવાનું, એરે જુગટા ધાર. અહો૦ ૧૪ સંતાપ સત્યવાદી કરી રહયા છે, આવ્યા છે અતિશે રૂષી, પવાલા આચમનીયો ઉછાળે, મનમાં થઇને ખુશી. અહો૦ ૧૫ માળાઓ જવતલ ઉછાળે, ગઉ મુખી આસન ત્યાહ; છુટા સઉ રાજાને મારે, નવ ગણો લેખા માંહ. અહો૦ ૧૬ બાણ બહુ ત્યાં ચાલ્યા કરે છે, આયુધ રહયા છે વરશી; ગોફણ ગોળાને ગુજર મારે, તરવારને વળી ફરસી. આહો૦ ૧૭ અંધકાર ત્યાં થઇ રહયો છે, સ્વયંવરની માંહે, ભીમ નાઠો કન્યા લેઇને, કુંભારનું ઘર જાંહ. અહો૦ ૧૮

સ્વાસ સપાટે આવ્યો ઝપાટે, જીવ ઝાઝો થયો ખાટો; કુંભારને ઘેર આવ્યો નાશી, માતા કાહાડો ઘાંટો. અહો૦ ૧૯ માતા મારી દ્વાર ઉઘાડો, હું ઉંચાં જુવે આવ્યો; બારણુ ઉઘાડો ઝડપથી, નવી વસ્તુ કાંઇ લાવ્યો. અહો૦ ૨૦ માતા માંહીથી બોલી ઉઠયાં, દીકરા બોલ સહેજે; જે વસ્તું તું લાવ્યો હઉં તે, તમે પાંચે વેંહેંચી લેજો. અહો૦ ૨૧ એમ કહીને દ્વાર ઉઘાડયું, દીકરા આશો અન્યાય; ભીમ કહે આ બોલશો નહી, લાવ્યો રૂપાળી કન્યાય. અહો૦ ૨૨ ભીમ ઉદાસી, માતા શું બોલ્યા આજ; વચન તમારૂં કેમ પળ શે, રેહેવ નહિ કેમ લાજ. અહો૦ ૨૩ ઘણા કષ્ટે આ કન્યા લાવ્યો, તેમાં શું કહુ તમે; આ કન્યાના કડકા કરીને, વેંહેંચી લેશું અમે. અહો૦ ૨૪ કુતાં કહે મારૂ વચન ન જાયે, ગયો ઓરડા માંહ; કન્યા ઓરડામાં ઘાલી, તાળુ દીધુ ત્યાંહ. અહો૦ ૨૫ કુંચી કુન્તાજીને આપી, તર્ત થયો તઇયાર; માતા હવે રજા આપો તે, ભાઇને પડે ત્યાં માર. અહો૦ ૨૬ એમ કહીને આજ્ઞા માંગી, પાયે લાગી જાય; સુર સપાટે નાઠો આવ્યો, સ્વયંવરની માંહે. અહો૦૨૭ દોટ મુકી ચતુર ન ચુકી, મોહોડે ન માય સ્વાસ; તરત દરવાજામાં પેઠો, આવ્યો સ્થંભનીપાસ. અહો.૨૮ અરજુન ધીમે ધીમે ઉતરતો. જાગે પડી જાઇશ; ભીમ કહે ભાઇ પડતુ મુકો, હુનો ઝીલી લઇશ. અહો૦૨૯ ઘણા ઘાંટા ભીમે પાડયા, તોહે નવ્ય સંભળાય; સહેદેવ ની કુળ ધર્મ રૂવે છે, હવે વલે શી થાય. અહો૦૩૦ ભીમ કહે ભાઇ ફકર ન કરશો, વીચાર મનમાં કીધો; હેવામાં અરજુન પડો કે ભીમે ઝીલી લીધો. અહો૦ ૩૧ અરજુનજીને હેઠે સુવાડયો, પાસે ચારે ભ્રાત; ભીમસેનને કાળ ચડયો છે, ભરાવી સ્થંભને બાથ. અહો૦ ૩૨ હચહચાવી થાંભલો કાહાડયો, ક્ષણું ન લાગી વાર; માથા ઉપર ફેરવીને, દેવા માંડયો માર. અહો.૩૩ લીલુ સુકુ નથી જોતો, સ્થંભ મારે નીરવાણુ; જ્યાં મચ્છવેધનનો સ્થંભ પડે ત્યાં, વાળે કચરઘાણ. અહો૦ ૩૪ ચારે પાસે ફરે ઉદારો, ધર્મ નજરે ભાળે; રાજા રંકના ટાંટીયા ઝાલી, ગગનમાં ઉછાળે. અહો૦૩૫ બ્રાહ્મણે જાણ્યું ભોગ મળ્યા છે, હવે વલે શી થાશે; પેલા જાડાનો થાંભલો પડશે તો, જીવ સર્વના જાશે. અહો૦ ૩૬ એવુ દેખીને નાઠા સરવે, નવકુઆવે ભીમના સામા; એટલામાં ભીમની નજરે ચડયા, કહીયે શકુનીમામા. અહો૦૩૭ દુરજોધન તો દેખી નાઠો, ભીમે વીચાર ધાર્યો; શકુનીને ઉચકીને, દુરજોધનની છાતીમાં માર્યો. અહો૦ ૩૮ કરણરાયનો ટાંટીયો ઝાલી, વિચાર કાંય ન કીધો; માથા ઉપર ફેરવીને, ગગન ફેંકી દીધો. અહો૦ ૩૯ બીજા કૌરવને ફેંકી દીધા, સ્વયંવરની બાહાર; કાળ આવ્યો કૌરવે જાણ્યું, બહુ પડે

છે માર. અહો૦ ૪૦ જાદવ પણ સઉ નાશી ગયા છે,સતીયા નાઠા ચાર; સ્થંભ લેઇને ભીમ ફરેછે, ધન પાંડુના કુમાર. અહો૦ ૪૧ સ્વયંવરનું સત્યાનાશ વાળ્યું, રાખી નહી નીશાની; કોટ કાંગરા તોડી નાંખ્યા, વાત ન રાખી છાની. અહો૦ ૪૨ મેદાન જગ્યા કરી નાંખી, રૂશી ઉતારે જાય; ધર્મ સહદેવ ને નીકુળજી, ચીતમાં ચીંતા થાય. અહો૦ ૪૩ એટલામાં ભીમભાઇ આવ્યા, વીચારૂ નીરવાણ; અરજુનભાઇના શરીરમાંથી, ખેંચી કાહાડે બાણ. અહો૦ ૪૪ રૂધીરની ધારાઓ ચાલે છે,ઘણા મન ગભરાય; ચાર ભાઈઓ અરજુનને લેઈ,કુંભારને ઘેર જાય. અહો૦ ૪૫ ઘણા દુખે ઘેર લાવ્યા, પાણી ઉના મુકાવ્યા; કુંતાને ચારે ભાઇયોએ, અરજુનને નવરાવ્યા. અહો૦ ૪૬ નવરાવીને સુવાડી દીધો, ધર્મને ચંતા મન; કુંતાની આંખમાં આંસુ આવ્યાં, ભીમ બોલ્યો વચન. અહો૦૪૭ માતા સંતાપ શાને કરોછો, હમણા ઉઠશે એહ. જે વાતે તમે દુખ ધરોછો, હું સમજ્યોછું તેહ. અહો૦ ૪૮ કુંતા કહે ભાઇ નથીરે ચંતા, અરજુન સાજો થાય; પછી વાત સૌ માંડીને કહેજો, હૈયુ મારૂ ઉરખાય. અહો૦ ૪૯ એમ સઘળાં વાતો કરેછે,તે ઠેકાણે ત્યાંય;રાજા દ્રુપત પ્રાણી ગોર તે,નથી જણાતા સ્વયંવર માંય. અહો૦૫૦જાદવરાય પણ નથી જણાતા, રાત ગઇ અપાર; સઉ સઉની ખબર ન લેતા, બહુ પડયો છે માર. અહો૦૫૧ વારાફરતી થોડે થોડે, સરવે ભેગા થાય; શ્રીકરને સાથે લેઇને,દ્રુપતને ઘેર જાય. અહો૦ ૫૨ રાતે સઘળા ભેગા થયા છે, કહે શું કરવું કામ; પાંડવ તો પ્રગટ થયા છે, ઓરે સુંદીર શામ. અહો૦ ૫૩ ક્રશન કહે તમે ફકર ન કરશો,મોકલો તેડવાય; પરજાપતને ઘેર ઉતરા, કહીએ આપે ને કન્યાય. અહો૦ ૫૪ મંડપ મોટો રચાવ્યો રાયે, માટે હરખ લાવો; વાજીત્ર વીધવીધ મોકલીયે, તમો પરણવા આવો. અહો૦ ૫૫ એમ વીચારી બે વીર મોકલ્યા, કન્યાને તેડવાય;કુંભારને ઘેર કુંતા રૂવેછે, શો કરવો ઉપાય. અહો૦ ૫૬ અરજુન ઉઠયો મનમાં રૂઠયો, માતા રૂવોછો કેમ; રોતાં રોતાં નવ કહેવાયું, ત્યારે બોલી ઉઠયો ભેમ. હું કન્યા લેઈ અહીયાં આવ્યો, કહ્યુ માયે બોલ સહેજો; જે નવી વસ્તુ લાવ્યો હોય તે, પાંચે વહેચી લેજો. અહો૦ ૫૮ તેને માટે માતા રૂવે છે, શો કરવોહ ઊપાય, માતા કહે મારૂ વચન જાય તો, બેસે બ્રહ્મ હત્યાય. અહો૦ ૫૯ અરજુન કહે માતા મારી, સત્ય બોલુંછું આપ; પાંચે ને પરણાવે તો પરણું, નીકર બ્રહ્મહત્યાનું પાપ.અહો૦ ૬૦ અરજુનજીનાં વચન સાંભળી મન થયુ પ્રસન્ન, એટલે પરજાપતને ઘેર, આવી પહોચ્યા રાજન. અહો૦ ૬૧ કુંભાર કહેછે ભી-

મળાઇને, રાજા કેમ અહીં આવ્યા; ભીમ કહે અમે એના ઘરની, કન્યા હરણુ કરી લાવ્યા. અહો૦ ૬૨ માટે તુજને પુછીને મારશે,થયો એવો સંજોગ;કુંભાર કહેછે કુંતામાતા, મળ્યા મારા ભોગ. અહો૦ ૬૩ મેં ગરીબ જાણી ઉતારો આપ્યો, તેનું ફળ થયું આવું; ભીમ કહેછે મને પકડશે તો, તારૂ નામ બતાવું. અહો૦ ૬૪ તેથી કુંભાર રોયા કરેછે, ધર્મ છાનો રાખે ત્યાંય; રાજકુંવર સાથે વાત કરીને,કન્યા લઇને જાય.અહો૦૬૫ બ્રાહ્મણ બીજા રાય રહ્યાછે,પાંડવ મગ ટયા જ્યારે; કૌરવને કલેશ થયો છે, શું કરશું અત્યારે.અહો૦ ૬૬ નગરબહાર સઉ ભેગા થઇને, વીચારે છે મન; મામા સકુની કહે હવે શું કરવું, ત્યારે કર્ણ બોલ્યો વચન.અહો૦૬૭ દુરજોધનને કર્ણે કહ્યું છે,એ કન્યાનુ કરાવું હરણ;અહીંથી પરણીને જીવતા ન મુકુ,પાંડવ પમાડુ મરણ.અહો.૬૮એમ કહી સઉ ઉભા રહ્યા છે, રાજકુંવરે કરી ઘેર વાત; પાંચે ભાઇને પરણાવવી પડશે, ઓરે મારા તાત. અહો૦ ૬૯ દ્રુપત કહે ઓરે મહારાજા, શો કરવો ઉપાય; પાંચે જણને એક પરણાવવી, એ મોટો અન્યાય. અહો૦ ૭૦ ॥ વળણુ ॥ દ્રુપતરાજા રોવા બેઠા, વીષ પાલો લઈ હાથ; એટલે વેદમવ્યાસ આવ્યા, સમજાવે સાક્ષાતરે.

## કડવું ૩૯ મુ રાગ દોહરાની સાખીનો

વૈશંપાયે વાણી વદે, સાંભળને તું રાય; ત્યારપછી શું નીપનું, કહુ વીસ્તારી મહીમાય. ૧ વીશનો પ્યાલો લેઇને,ફોડી નાંખ્યો ત્યાંહ. પાંચે જણને એ વરશે, તેમાં નહી અન્યાય. ૨ તારા મનમાં જો ગમે તો, બોલાવ્ય પુત્રી તારી; એને બોલાવી પુછી જોજે, વાત સઘળી સારી. ૩ રાયે પુત્રી બોલાવી, કહી છે માંડી વાત; પુત્રી કહે પીતાને તમે, શું કરોછો ઉતપાત. ૪ પાંચેજણને પરણવાની, ફરી તમારી મતી; અન્યા અધર્મ નથી થવાનો, હું કહેવાઇશ સતી. ૫ મારા ભવીશમાં એવું છે, એ વાત કાને નવ ધરશો; તમારૂ ડાપણ કરશો તો, પાપે અટવાઇ મરશો. ૬ દ્રુપત કહે કેમ સતી કહેવાશો,તે મુજને ચંતાય;ત્યારે સતી બોલી ઉઠયા, સાંભળો પીતાય. ૭ પરણુતા પહેલી ચાર ચીતાઓ, સળગાવોને તેહ; વારાફરતી પરણીને હું, પડીશ ચતામાં એહ. ૮ સ્નાન અગનીનુ કરીશને, પછી નીકળીશ બાહાર; પછી બીજા પુરૂષને પરણીને,પાછી ચતામાં સાર. ૯ એમ પાંચને પરણવાની,નથી થવાનો અન્યા; દ્રુપતરાજાને કહેછે ત્યાં, સતી સાધ્વી કન્યા. ૧૦ મંડપ રચાવો રૂડી રીતે, કરજો કાષ્ટચંદન; ચંદનની ચતામાં પડીને, કરીશ સ્નાન તે દન.૧૧ સળગાવીને રાખજો તમે,પડીશ ચી-

માંહ; સતી થઇને બાહાર આવુ, તે તમે જોજો ત્યાંહ. ૧૨ દ્રુપતરાયે સાચુ માન્યુ, પોતાના મનમાં એહ; પાંચ પાંડવ કેમ માનુ, તેનો છે સંદેહ. ૧૩ કશ્નપ્રભુને તેડાવીને, પુછે દ્રુપતરાય; પાંડવ મારે કેમ ઓળખવા, તેનો કરો ઉપાય. ૭ કશ્નપ્રભુ ત્યાં આવી ઉભા, બોલ્યા જુગજીવન; પાંચ ઓરડા તારા ઘરના, ખાલી કરાવો રાજન. ૧૫ એકમાં સીંહાસન મુકો, બીજામાંરે ગદાય; ત્રીજામાં ધનુષ બાણ મુકો, ચોથામાં પુસ્તકાલય. ૧૬ પાંચમામાં શણગાર મુકો, બોલ હ્રદેમાં સહેજો; વરઘોડો એ ઘેર આવે કે, પહેલી પરીક્ષા લેજો. ૧૭ તાળાં વાસેલાં વારાફરતી, ઉઘાડે જે રાય; તેને તેવુ નીકળે તો, જાણો સાચા થાય. ૧૮ શ્રીકરનએ એવું ગોઠવ્યું, બોલ્યા વીઠલ વનમાળી; એક નાના જાલીયામાં તું તો જોજે ભાળી. ૧૯ તારી કોઇને ખબર પડે નહી, આ વાત મનમાં સહેજે; તુ તારી મેળે એકલો, એમની પરક્ષા લેજે. ૨૦ એવું શીખવી શ્રીહરી ચાલ્યા, પોતે જુગદાદ્ધાર; પાંડવને તેડવા મોકલ્યું, સતી તણા કુમાર. ૨૧ બોલાવીને વાત કરી છે, બેસારા તે ઠાર; વારા ફરતી ઓરડા ઉઘાડે, જુવે જાલીયે નીરધાર. ૨૨ કહ્યા પ્રમાણે પાંચે ઉઠયા, જેને જોઇએ જેવું; તેને ઓરડા ઉઘાડયા તો, નિકળ્યું તેને તેવું.૨૩ ધર્મ શર્મ ન રાખી ઉઠયા, નિકળ્યાં સિંહસન; બીજે વાયુ પુત્ર બાઝયો, ગદા લીધી ભીમસેન. ૨૯ ધનુષ બાણે અરજુન વળગ્યો લાગ્યા પોથી સેહેદેવ;શણગાર વસ્ત્ર લાગ્યો સપાટે,નીકુળ ત્યાં તતખેવ. ૨૫ પાંચે ભાઇઓ વિચાર કરે છે,બોલ્યા ધર્મ વચન;ઇંદ્ર પ્રસ્તમાં હુંજાઇનેઠાવું કરાવું સિંહાસન.૨૬ ભીમ ભાઇ પણ બોલી ઉઠયા, વિચાર મનમાં ધારૂ;દસહજાર મણની ગદાથી, દુરજોધનને મારૂ. ૨૭ સેહેદેવ શાસ્ત્ર શીખવાને. કરીયો વિચાર જ્યારે: આમાંના પુસ્તક લેઇ જાવું, ઇદ્રિ પ્રસ્ત અત્યારે. ૨૮ શણગાર વસ્ત્ર ઉપર કહીએ, નીકુળને લેહે લાગી; ઇંદ્રિ પ્રસ્તમાં હું જઇને, ઘણી કરૂ વરણાગી. ૨૯ એમ જોઇને વીદાય કરીયા, પાંડુ પુત્ર જેહ; પાછળથી તેડવા મોકલે; તેમાં નહી સંદેહ. ૩૦ વરઘોડો ચડાવી વેહેલા આવો, અહી સઘળુ છે સાજન; પ્રેમે તમને પોખાવી લેઉ, પછે દેઉ કન્યાદાન. ૩૧ વાજાં વીધ વીધનાં મોકલ્યાં, કુભાર કેરે ઘેર; વરઘોડો વિવેકે ચડાવ્યો, થઇ લાખેણી લેહેર. ૩૨ ધર્મ કહે છે માતા મારી, કોણ માથે મોડ ઘાલે; રામણ દીવો હાથમાં લેઇ, કોણ વરઘોડે ચાલે. ૩૩ કુન્તા કેહે છે કુંવર મારા, કહુછું સાચી વાત; જેને આપણે ઘેર રહ્યા તે, તમારા માત તાત. ૩૪ ધર્મ કહે છે પ્રજાપતને, હરખ તમે ..ત્રો; તમારી સઉ નાત તેડીને, પરણાવવા આવો.૩૪ સત્યવાદીનું વચન સાં-

ભળી, તમો નવ રાખી કાંઈ બાકી; શણુગાર વસ્ત્ર પેહેરી સપાટે, પેમકોર પુરી પાકી. ૩૬ નાત જાતને સગા સઉ તે, આવ્યા તેણીવાર; પેમકોર કાશ્મી વસ્ત્ર પેહેરી, તર્ત નિકળ્યાં બાર. ૩૭ રામણ દીવો ઝાલ્યો હાથમાં, સાહેલી સઉ સાથે મોડ મોટા-ભમરીવાળો, તરત પહેરી માંથે. ૩૮

## કડવું ૪૦ મું રાગ ઓખાહરણનો.

અનીહાંરે સતી સુત ચાલીયાં, જેના હઇયામાં હરખ અપાર. ટેક. હરખભેર ર.ઉ ઉઠીયારે, સાજન સઘળુ સાથ; કંકુવાળા હાથ કરીનેરે, શ્રીફળ ફોફળ લીધા હાથ. સતી૦ ૧ જાંનની જુકતી સારી થઇરે, જાદવ જુગદાધાર; રૂશી ખુશી થઇ આવીયારે, વળી રાજ તણા કુમાર. સતી૦૨ કુંભારણે મોંડ ઘાલીયોરે, હરખ અતીશે મન; નગ્રની શોભા શી કહુરે, સઉ જુવે છે પુરના જન. સતી૦ ૩ જાણે વિવા ઘેર આવીયોરે, અજવાળા માંડીને ગોખ; તરીયા તોરણ બાંધીયારે, વળી મોતીયે પુરયા ચોક. સતી૦ ૪ ધીમે ધીમે સઉ ચાલતાંરે, હરખે ભીષ્મ પીતાય; દ્રોણ ગુરૂ ધારી રહયારે, મારા શેવકની છેરે શોભાય. સતી૦ ૫ વીદુર કાકા આવીયારે, સામલીયો સઊ સાથ; સાજનની શોભા શી કહુરે, એકે એકનો ઝાલ્યો હાથ. સતી૦ ૬ પ્રજાપત સઊ ગામનારે, જોવા મલ્યા સઊ લોક; રસ્તે રાજી થઇ સઊ ચાલતાંરે, લોક ઉભા છે થોકા થોક. સતી૦ ૭ ચમરચ્યારે પાસ થાય છેરે, શોભાનો નહી પાર; ગીત ગોરી સઉ ગાય છેરે, ત્યાં તો મળી નગરની નાર. સતી૦ ૮ આખા નગરમાં ફરી વળીરે, આવ્યા દ્રુપત ઘેર; તેડવા સામા રાય આવીયારે, ત્યાં તો થઈ છે લીલાલ્હેર. સતી૦ ૯ તોરણે લાવી ઉભા કર્યારે, હરખ હઇયામાં લાવી; દ્રુપત વેદ્દા પેહેરીને, પુખવા પ્રેમે આવી. સતી૦ ૧૦ ઘુશાળ મુશાળ રવઇઓરે, સતીઓ સંપુટ ત્રાક; એંડી પેંડી ઉતારીયા, તીલક કરીને તાણ્યું નાક. સતી૦ ૧૧ સભા સાજન સઉ બેસીયારે, આવ્યા દ્રુપતરાય; ગોરે ગણપતી પુજાવીયારે, ત્યાં તો બેઠા છે જાદવરાય. સતી૦ ૧૨ કીરપાચારજ આવીયારે, મંત્રના ઉચાર થાય; દ્રષ્ટદુમન શીખંડી લાવીયારે, કન્યા પધરાવી મંડપ માંહ. સતી૦ ૧૩ અંતરપટ આડુ ધરૂરે, ગોત્ર ઉચ્ચારજ થાય; હસ્તમેળાપ કરાવે હેતશુરે, પહેલા બેઠા ધર્મરાય. સતી૦ ૧૪ દ્રુપત હરખે અતી ઘણોરે, સઉ જુવે છે રાજન; નગ્રના લોક જોઇ રહ્યારે, હવે દે છે કન્યાદાન. સતી૦ ૧૫ ॥ વલણ ॥ કન્યાદાન દે દ્રુપતરાજા, હરખ હૈયા માં આપે છે તે અતીઘણું. લેછે ધર્મરાય.

# કડવું ૪૧ મું રાગ શોભા ઘણેરીરે.

સમે વરતે સાવધાન થાય, શોભા ઘણેરીરે; ત્યાંતો દેછે કન્યાદાન, શોભા ઘણેરીરે. ૧ પ્રથમ બેઠા છે ધર્મરાય, શોભા ઘણેરીરે. ગોર વેદ તે ભણુતા જાય; શોભા૦ કંન્યાનું ફળ અપાય. શોભા૦ ૨ હસ્ત મેળાપ કરાવો રાય, શોભા૦ તેની શી કહુછુ શોભાય, શોભા૦ દાન લેઇ હઇયામાં હરખાય. શોભા૦ ત્યાંતો વાલીપાને તરેગંડ, શોભા૦ વરને માળા આરોપી કંઠ; શોભા૦ ત્યાંતો વેદરે મંત્ર ભણાય, શોભા૦ ત્યાંતો કંન્યાદાન અપાય; શોભા૦ ત્યાંતો પેહેલું મંગળ વરતાય,શોભા૦ તાંતો શાંશાં દાન અપાય.શોભા૦ પહેલી આપે સવછી ગાય, શોભા૦ ધર્મરાજા લે છે કરમાંહ; શોભા૦ બીજું મંગળ ત્યાં વરતાય, શોભા૦ ત્યાંતો પૃથ્વીનાં દાન અપાય,શોભા૦ દાન લેઇને હર્ખજ થાય, શોભા૦ હવે ત્રીજુ મંગળ વરતાય.શોભા૦ આપેછે કરની મુદ્રીકાય,શોભા૦ ચોરી ચોથુ મંગળ વરતાય. શોભા૦ તેમાં શાંશાં દાન અપાય, શોભા૦ હવે અશ્વનાં દાન અપાય. શોભા૦ એમ મંગળ વરત્યાં ચાર, શોભા૦ વર કન્યા આરોગે કંસાર; શોભા૦ કંસાર આરોગે મન ભાવે, શોભા૦ સઉ ચાંલ્લો કરવા આવે. શોભા૦ પછે ગોત્રજ પુજવા જાય, શોભા૦ પ્રેમે પગે લાગે છે ત્યાંહ.શોભા૦ પરણી રહ્યાં સતી નાર, શોભા૦ પડયા દ્રૂપતી ચીતામાંહ; શોભા૦ થોડી વારે નીકળ્યાં બહાર. શોભા૦ પાછા આવ્યા મંડપ મોઝાર. શોભા૦ બેઠો પરણવા પવન કુમાર. શોભા૦તેને નીતીવડે પરણાવ્યો. શોભા૦દાન લેઇ કંસાર આરોગાવ્યો. શોભા૦ પછે લાગ્યા ગણપત પાય. શોભા૦ સતી જઇ પડયા અગ્નીમાંહ. શોભા૦ તેતો બહાર આવ્યા છે જ્યારે. શોભા૦ સઉને કઉતક લાગે છે ત્યારે. શોભા૦ આતો ઇશ્વરીનો અવતાર. શોભા૦ વેદ ભણુતા બ્રમાના કુમાર. શોભા૦ સતી નિકળ્યા બહાર જ્યારે. શોભા૦ બેઠો પરણવા અરજુન ત્યારે. શોભા૦ એનાં ચારે મંગળ વરતાય. શોભા૦ તેમાં દાન ઘણા અપાય. શોભા૦ પછે સતીરે અગ્નીમાં નાહાય,શોભા૦ ત્યાંતો બેઠા શેહેદેવરાય.શોભા૦ એનાં મંગળ વરત્યાં ચાર. શોભા૦ ત્યાં તો થાય છે જેજેકાર. શોભા૦ પછી સતીરે અગ્નીમાં નહાય. શોભા૦ પછે બેઠા છે નિકુળરાય. શોભા૦ એના મંગળ વરત્યાં ચાર. શોભા૦ તેમાં દાન ઘણા અપાય. શોભા૦ જુએ છે જુકતી જાદવરાય. શોભા૦ એમના હૈયામાં હરખ ન માય. શોભા૦ ॥ વલણ ॥ શોભા સારી થઇ રહી, પહોંચ્યા ..ા કોડ; એકવાર સઉ બોલજો, ભાઇ જેજે શ્રીરણછોડ.

# કડવું ૪૨ મું રાગ ધનાસરી સાખીનો

વૈશમપાયે રૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજયરાય; ત્યાર પછી શું નિપજ્યું, કહુ વિસ્તારી મહીમાય. ૧ પાંડવ ઉપર પ્રેમ ધરીને, હરખ મનમાંરે લાવ્યા; દ્રુપત રાજાએ પોતાને ઘેર, ગોરવ જમવા બોલાવ્યા. ૨ સ્વયંવરની સભા મધે,આસન માંડીરે બેઠા;પોત પોતાના સ્થાનક આવી, જમવા બેઠા હેઠા. ૩ જમવાની જુકતી ઝાઝી કરી છે, જોડે જાદવરાય; થાળ રૂપાના પવાલાં લોટ, જળની ઝારી ત્યાંય. ૪ રૂષી સઘળા રાજી થઈ આવ્યા, ખુશી થયા મનમાંય; દ્રુપત રાજાના અનુચર તે, પ્રેમે પીરસવા જાય. ૫ ભોજન નિકળ્યાં ભાતભાતનાં, જોઇ જમતાં થાય પ્રસન્ન; જુકિત ઝાઝી ગોઠવી છે, રાજી થાય રાજન. ૬ અનેક જાતનાં પકવાન પીરસ્યાં, શાક ભાત અથાણું; સકળ સભા તમે સાંભળજો, એક જીહ્વાથી વખાણું. ૭ બરફી પેંડા અને જલેબી, ઘારીને ઘેબર તાજાં; સાકરીઆ ચણુ સુતરફેણી, લાકડશાઇને ખાજાં. ૮ મોતીચોરને મગજ મગદળ,મરકીઆંટા આંક;મુકતી વરીઆળી દાણા,હલવો ને કોપરાપાક. ૯ કણસઇ શાલમ ગુંદરપાક,બદામપાક પસાર;મેસુરપાક માવો મુરબ્બો પરસુદી કંસાર.૧૦ ગોલપુવા શીરોને શેવો, દહીથરાની ઠંડ;ચુરમુ ખારીપુરી દુધપાક, બાસુદી શીખંડ.૧૧ વેડમી મલઇ શેવ ગાંઠીયા,સંન્જેર દાડમપાક;મુળામોગરી રવઇઉ કોરૂ,વાલોળ વંતાક.૧૨ તાંદલજો મેથીની ભાજી,કુંવાડની પુરણ;લુણી કોથમી ફુદેનો, મહીં સવા ને સુરણ.૧૩ કુંજની કુળી રતાળુ અળવી,કાકડીને કંકોડાં; કાલેળાં બટાકા તુરીઆં, ગવારફળી ને ગીલોડાં.૧૪ તુરબુચાં ટેટી ને પાપડી, પરવર ને પંડોળુ; વાડકાલેરાં વાંકડીઓ ગવાર,ભીંડા ભુરૂં કોળું. ૧૫ દુધી મગફળી કોઠમડાં, સાંગળી સારા સીંગ;ચોળાફળીને ચીબડાં, તેમાં વધાર મધ્યે હીંગ. ૧૬ મીઠાં લીંબુ ખાટાં લીંબુ, વાલ વટાણા ચણા;ગલકાં કુશમણ લીલમણ લીલવા, મહીં મરી મશાલા ઘણા. ૧૭ પોઇનાં પાંદડા ને પતાસા,ગર કેરીનુ ગરમાણું; રાઇતીકેરી રાજગરો, મહી ઓડવાનું અથાણું.૧૮ શેતુર શીફળ ફાલસા, ઉમથડાં શણ શીંગોડાં; કુકણી કેણાં કાજુકળીઆ, કમળક થોડાં થોડાં. ૧૯ ચોટીઆ લાડુ ચીકણ મીઠાં, દ્રાખ બોરને ચીરી; દાડમ દુધને દહીવડાં, ભજીઆં મરચાંની ચીરી. ૨૦ પતરવેલીઆં મીઠા ધુસરા, ઢોકળાં ઘો જાત; સરગવા શીંગો ઇદડાં, ને ઘેશ કમોદનો ભાત. ૨૧ લીલાં શ્રીફળ

લીમચાં, ખીર ખાંડ ફુલવડી;ખજુર ખક્ષવા ખુમચાં,મહી છુટીદાળને કડી.૨૨ જમવાની જુક્તિ કરીતી, સર્વેની પહોચી આશ;પાન સોપારી લવીંગ એલચી આપ્યાં ત્યાં મુખવાસ. ૨૩ સભારે સઘળી ભરીને બેઠા, રાજી મનમાં થાય;સઉ રાજાના દેખતાં, હવે પેહેરામણીરે અપાય. ૨૪ પહેરામણી પરીપુરણ આપી, હરખ્યા દ્રૂપતરાય; હાથ જોડીને કહે ધર્મને, લાગુ તમને પાય. ૨૫ ધર્મ કહેછે ધન છે રાજા, પહોચી પહેરામણી; તારા જેવુ કાઇ કરે નહી,શોભા વધી ઘણી. ૨૬ પગેરે લાગ્યા પાંચે જણને, બોલ પડયો નહી હેઠો; પવનપુત્રને રીસ ચડી છે, આઘો જઇને બેઠો. ૨૭ ત્યારે ભીમ પાસે આવ્યા રાજા,વચન તમારૂ થાપુ, માગવુ હોય તે માગી લ્યોને, જે માગો તે આપું. ૨૮ પવનપુત્ર કહે શું આપ-વાના, અમે રાજી સદા; તેથી જો આપવી હોય તો, આપો તમારી ગદા. ૨૯ દ્રૂપત કહેછે સાંભળો તમે, ગદા આપુ મહારાજ;હાથી ગાંડો એક છે મારો,ડાહ્યો કરી કરો કાજ. ૩૦ એ જો તમારે વશ થાય તો, બોલ્યું વીર કરી થાપું;તોનો એ ગદાને હાથી, બન્ને તમને આપું. ૩૧ એવું સાંભળી ભીમ ઉઠયો, કુંચી લઇને ગયો; આવી તાળું ઉઘાડે છે, મનમાં રાજી થયો. ૩૨ બાંધેલો છે ઘણા દહાડાનો, હાથી એ મસ્તાન; ઉઘડતાં ત્યાં નાઠો આવ્યો, કરવાને તોફાન. ૩૩ ભીમ ખસ્યો ને હાથી ચાલ્યો, ચીંતામાં ના પેઠો; ગદા લઇને છલંગ મારી હા-થી ઉપર બેઠો. ૩૪ એટલે હાથી હેઠો બેઠો, માની ભીમની શરમ;સભામાં લઈ ચાલ્યો આવ્યો, કર્યો ક્ષત્રીનો ધરમ.૩૫ દ્રૂપતરાજા થયોરે પરસન, વાણી થીર કરી થાપી; પાંડવ ઊપર પ્રસન્ન થઇને,એક ક્ષોણી સેન્યા આપી.૩૬ રાજા રૂષિ વિદાય થયા છે, જાદવરાય ત્યાં જાય; પ્રેમ આણી પાંડવને ત્યાં,હવે કરે વિદાય. ૩૭ એ કથા રહી એટલે તું, સુણ જનમેજય રાય; પણે પેલા કુંભારના તો, ઘરમાં તે શું થાય. ૩૮ પ્રજાપત ગયો ચણારે લેવા, દીઠા નહી ત્યાં જ્યારે;જીવ લેઇને નાઠો આવ્યો, ભાગોળે ત્યાં ત્યારે. ૩૯ ભીમભાઇને કહેવા માંડયું,સાંભ-ળો સરવથી; કોઠારમાં ચણા જોયા તો,એકે દાણો નથી.૪૦ ભીમે દ્રૂપતને બોલાવ્યો, વચન મહારૂ સેહેજો; કુંભાર જેટલા ચણા માગે,તેટલા આપી દેજો.૪૧ એવું કહીને આજ્ઞા આપી, તરત થયા વિદાય; સુખપાલમાં સતીરે બેઠાં, કુંતા જોડે ત્યાંહ. ૪૨ ભીમ હાથી ઊપર બેઠો, ગદારે લીધી હાથ; એકક્ષોણી સેન્યા લઇને, ચાલ્યો પાંડવ સાથ. ૪૩ ॥ વળણ ॥ સતી સ્વયંવર પુરો કીધો,પામ્યા મનના કાડ; વ્યાસ ત્રીકમ વાણી વદે, બોલો જે જે શ્રી રણછોડ.

મચ્છવેદ સંપુર્ણ.

